# नीति अने लौकिक धर्म विषे

## प्रश्नोत्तर. १५४३

"A CATECHISM OF THE MORAL AND SOCIAL DUTIES."

એ નામની અંગ્રેજી ચોપડીનું ભાષાંતર

કરનાર

હરગોવન દ્વારકાંદાસ કાંટાવાળા.

( વડોદરાના કેળવણી ખાતા સારૂં )

આવૃત્તિ ૩ જી.

અમદાવાદમાં

ખાડીઆમાં પોલીસ ગેટ પાસે સારંગપુર જવાના રસ્તાપર મહેતા પીતાંબર ત્રિભુવનદાસના મકાનમાં હિતેચ્છુ પ્રેસમાં પટેલ જેશંગ મૂળજીએ છાપ્યા.

સંવત ૧૯૩૭—સને ૧૮૮૧.

કીમત રૂ ૦-૨-૩

# પ્રસ્તાવના.

નામદાર વડોદરાના દિવાન સાહેબે પોતાના એક રિપોર્ટમાં જણાવ્યું છે તે યથાર્થ છે કે છોકરાંઓને બુદ્ધિની કેળવણી સાથે નીતિની કેળવણી મળવી જોઈએ. છોકરાં ભૂમીતિ ભણીને લીટી ને લીટી વચ્ચેનો સંબંધ જાણે, પણ તેઓ માણસ ને માણસ વચ્ચેના સંબંધથી એટલે મનુષ્ય પ્રત્યેના પોતાના ધર્મથી અજાણ્યાં રહે તે ઠીક નથી. આ ઊપરથી વડોદરાની નિશાળોમાં નીતિની કેળવણી ખાસ રીતે દાખલ કરવા સારૂ નામદાર દિવાન સાહેબની આગ્રેશથી આ ભાષાંતર કરવામાં આવ્યુંછે.

ભાષાંતર જેમ બને તેમ સેહેલું ને સમજાય એવુ કરવાની કાળજી રાખ્યા છતાં પણ વિષયની કઠણાશ અને સંકોચિત ઇબારતને લીધે તે નાની વયના વિદ્યાર્થિઓ પોતાની મેળે સમજી શકશે એમ લાગતું નથી. માટે આ ચોપડી ઉપલાં ધોરણમાં એટલે પાંચમા ને છઠ્ઠામાંજ ચલાવવાની છે. શિક્ષકે દરેક શબ્દ છોકરાંને સારી પેઠે સમજાવવો; વાક્યનું પ્રથક્કરણ કરીને તેનો ખરો ભાવ તેમના દીલમાં ઉતારવો; અને વ્યવહારમાં ચાલતા પુષ્કળ દાખલા પોતે જણાવીને કે તેમની પાસેથી કઢાવીને હરેક વિષય તેમના મનમાં રમી રહે એવો કરવો. એક પાઠ પૂરો થાય એટલે છોકરાં પાસે પોતાની ભાષામાં તેની મતલબ લખાવવી. તેઓ સારૂં ખોટું કામ કરે ત્યારે તે વિષે ટીકા કરતાં ચોપડી માંહેલી શિક્ષા દેવી. શિક્ષકે પોતે આ ચોપડીનું સારી પેઠે મનન કરવું, એટલુંજ નહીં

પણ પોતાની રહેણી કરણી છોકરાં દાખલો લે એવી રાખવી જોઇએ; કેમકે જેમ "યથારાજા તથા પ્રજા" તેમ "યથા ગુરૂ તથા શિષ્ય" કહીએ તો ચાલે; મહેતાજીનાં જેવાં આચરણ હોય તે પ્રમાણે નિશાળીઆ ચાલે છે. સંવત ૧૯૩૫.

---

## બીજી આવૃત્તિ.

કેટલેક ઠેકાણે શિક્ષકો ચોપડીમાંના અક્ષરે અક્ષર ગોખાવેછે એમ જાણવામાં આવ્યું, તેમ કેટલાક મહેતાજીઓએ ચોપડી કઠણ પડેછે એમ જણાવ્યું, તેથી આ વખત કંઇ વધઘટ કરવામાં આવીછે. ખુલાસાને માટે ઘણે ઠેકાણે ટીકા આપી છે. ટીકામાં આપેલાં દૃષ્ટાંત સૂચના તરીકે સમજી ઠેકાણે ઠેકાણે શિક્ષકે લાગુ પડતાં દૃષ્ટાંત આપવાં. શ્રાવણ સુદ ૧, સંવત ૧૯૩૬.

---

# नीति अने लौकिक धर्म विषे.

## प्रश्नोत्तर.

### પાઠ ૧ લો.

પ્ર. સદ્બુદ્ધિ એટલે શું?

ઉ. ખરૂં ખોટું એટલે પુણ્ય કે પાપવાળું કામ જણાઇ આવે એવી આપણા મનમાં પરમેશ્વરે જે બુદ્ધિ મૂકેલી છે તે. એ બુદ્ધિ વિચારશક્તિથી મજબુત થાયછે, અને [1]ધર્મથી તે ડગે નહિ એવી દૃઢ થાયછે; આપણા નીતિધર્મ અથવા કર્તવ્યકર્મ એ બુદ્ધિવડે ઓળી કઢાયછે.

પ્ર. નીતિનો સૌથી મોટો નિયમ કયો?

ઉ. તે નિયમ એ કે બીજાઓ તરફથી આપણે જેવી વર્તણુક ઇચ્છીએ તેવી વર્તણુક આપણે તેમના તરફ રાખવી. કોઇ આપણું ભુંડું કરે તો આપણને જેવું લાગે, તેવું બીજાઓને પણ લાગતું હશે, એ વિચાર તેમની સાથે વર્તણુક ચલાવતાં આપણે રાખવો જોઇએ. એ વિષે [2]ગીતામાં કહ્યું છે કે,

॥आत्मौप्येन सर्वत्र समं पश्यति योर्जुन॥

॥सुखं वा यदि वा दुःखं सयोगी परमो मत॥

અર્થ. હે અરજુન પોતાને સુખદુઃખ જેમ લાગેછે, તેમજ સર્વ પ્રાણીઓને સુખદુઃખ લાગેછે, એમ જે

---

૧ ધર્મશાસ્ત્ર અથવા જે ધર્મ આપણે પાળતા હોઇએ તે. ધર્મનો બીજો અર્થ ફરજ અથવા કર્તવ્ય થાયછે તે અહીં નથી સમજવાનો. ૨ અધ્યાય છઠ્ઠો, શ્લોક ૩૨ મો.

જાણેછે તે પુરૂષને શ્રેષ્ઠ જાણવો.

પ્ર. નીતિનાં અને ધર્મનાં કર્તવ્યકર્મ જૂદાં પાડી શકાય કે નહિ?

ઉ. નજ પાડી શકાય; કેમકે તેઓ એક બીજાપર એટલો આધાર રાખે છે, અને એક બીજા સાથે તેઓ એવાં ગુંથાયલાં છે કે તેમને જૂદાં પાડવા મેહેનત લેવી એ અણસમજ ભરેલું અને નુકશાનકારક છે.

પ્ર. આ તમામ કર્તવ્યોના બીજી રીતે કંઇ ભાગ પડી શકે કે નહિ?

ઉ. હા. એમના બે મુખ્ય ભાગ પડે. ૧ લો. **સ્વધર્મ** એટલે પોતા પ્રત્યે આપણા ધર્મ, અથવા આપણી ખાનગી ફરજો. ૨ જો **લૌકિક**, એટલે બીજાના સંબંધમાં આપણા ધર્મ.

પ્ર. સ્વધર્મ એટલે શું?

ઉ. જે ધર્મ મુખ્યત્વે કરીને આપણા પોતા પ્રત્યે છે, એટલે આપણું પોતાનું [1]નિશ્ચિંતપણું ને સુખ વધારવા ભણી જેનું મુખ્ય વલણછે તે.

પ્ર. લૌકિક ધર્મ કોને કહેવા?

ઉ. સંસારના સંબંધથી જે ધર્મો ઉત્પન્ન થાયછે તે; સામાન્ય પણે [2]જનમંડળનું નિશ્ચિંતપણું ને સુખ વધારવા તરફ જે ધર્મોનું વલણ છે તે.

પ્ર. મુખ્ય સ્વધર્મો કયા તે ગણાવો.

ઉ. સ્વચ્છતા, ઉદ્યોગ, પરહેજી (અંદાજો, પરિમિતતા), કર કસર, ધૈર્ય, સંતોષ, વિવેક (અગમ બુધ્ધિ) સહનશીલતા (સબૂરી), [3]સમતા, વ્યવસ્થા (ગોઠવણ), સ્વપ-

---

૧. ચિંતાવગરનું-શાંતિ, ૨. મનુષ્ય સમગ્ર-સાર્વજનિક. ૩. હરખથી છલકાવું કે શોકથી ગભરાવું નહિ તે. સુખ-દુઃખનું સમાનપણું.

ગીક્ષા, સ્વસુધારો, જીતેંદ્રિયપણું, મન મારવું (સંયમ).

પ્ર. લૌકિક મુખ્ય ધર્મ કયા?

ઉ. પરમેશ્વર અને આપણા કુટુંબ પરીવારના સં-બંધમાં તેમજ મનુષ્ય માત્રના સંબંધમાં આપણે જે ફ-રજો અદા કરવાની છે તે. જેમ કે; આજ્ઞામાં રહેવું, સ્વદેશ હિતેચ્છા (દેશાભિમાન), સભ્યતા, કૃતજ્ઞતા, પરો-પકારબુદ્ધિ, નિષ્કપટ (સત્યશીલતા), નમ્રતા (સૌમ્યતા), પ્રમાણિકપણું, મોટું મન, ન્યાયબુદ્ધિ.

---

## પાઠ ૨ જો.

### સ્વધર્મ.

#### સ્વચ્છતા.

પ્ર. સ્વચ્છતા એટલે શું?

ઉ. શરીર તથા કપડાં લત્તાં મેલાં ન રાખવાની ટેવ.

પ્ર. સ્વચ્છ રહેવાની શી જરૂર?

ઉ. આપણું મન ઘડાવ તથા નિયમિત છે એમ સફાઇ અને સ્વચ્છતાવડે માલમ પડે છે. વળી લોકો આપણા વિષે શું કહેશે, તેની આપણને અરે છે એમ એથી જણાઇ આવે છે.

પ્ર. મલીન રહેવાથી શું જણાઇ આવે છે?

ઉ. આપણે સુસ્ત અને અનિયમિત છીએ એવું મલીન રહેવાથી માલમ પડેછે, જાણે લોકોના મતને તુચ્છ ગણતા કે ધિક્કારતા હોઇએ એવું એથી જણાયછે; અ-થવા જાણે આપણો પંથ સૌથી ન્યારો હોય એવું આ-પણે ડોળ કરીએ છીએ એમ સામાને માલમ પડેછે; પણ એથી તો આપણી નબળાઇજ માત્ર ઉઘાડી થાયછે.

પ્ર. સ્વચ્છતા શરીરને લાભકારક હશે કે નહીં?

ઉ. હા. સ્વચ્છતાથી કપડાંનું જતન થાય છે, એ-ટલે તેથી કરકસરનો ધર્મ પાળવામાં આપણને મદત મળે છે. એથી આપણા શરીરની આરોગ્યતા સચવાય છે. સાફ સુફ રહેનારા માણસ કરતાં ગંદી ટેવના માણસને ખસ, કોહો, દાદર, વિષફોટિક જેવા ચેપી રોગો વધારે વળગે છે.

પ્ર. સ્વચ્છતા વડે આત્મિક* લાભ કયા કયા થાય છે?

ઉ. શરીર શુદ્ધિથી સ્વાભાવિક રીતે આત્મિક શુદ્ધિને રસ્તે ચઢાય છે. જેમને બહારના ગંદવાડની ખરેખરી ચીડ હોય છે તેઓને અનીતિરૂપી ગંદવાડ પણ કંટાળો આપે છે. પાપને મલીનપણાની ઉપમા અપાય છે, અને મલી-નપણાને ધોઈ નાંખવાની શાસ્ત્રમાં પણ આજ્ઞા છે; માટે બહારના પદાર્થોના સ્પર્શ વડે આપણા ખોળીઆને વળગે-લો મલ સાફ કરતાં પાપી કર્મના સ્પર્શ કરીને ચઢતા મે લને ધોઈ નાખવાની જરૂર પણ આપણને દીસી આવે છે. આચાર હોય તો વિચાર પણ સુધરે.

પ્ર. સ્વચ્છતાની અગત્ય કોણે નથી ગણી?

ઉ. એની જરૂરીઆત થોડી કે ઘણી સઘળા સુધ રેલા દેશના લોકોએ ગણેલી છે, અને તેમાંના ઘણા દેશના લોકોએ (જેમ કે આપણે) તેને એક ધર્મનો ભાગ મા-ન્યો છે. નાહ્યા વગર ખવાય નહીં. હજામત કરાવીને નહાવું, ઝાડે ફરી આવીને હાથ પગ ધોવા, વગેરેને આપણે ધર્મનાં આચરણ ગણીએ છીએ, કેમકે એથી સ્વચ્છતા રહે છે.

---

## પાઠ ૩ જો.

### ઉદ્યોગીપણું.

પ્ર. ઉદ્યોગીપણું એટલે શું?

---

*આત્માને લગતા.

ઉ. જે કામમાં કે ધંધામાં આપણે પડ્યા હોઇએ તેમાં એક સરખી રીતે ને દૃઢપણે મચ્યા રહેવાની ટેવ.

પ્ર. મનુષ્યદેહ ધરીને કંઇ કામ ન કરતાં દરિદ્રીની પેઠે સુસ્ત થઇ પડી રહેવું તે ઠીક કહેવાય?

ઉ. ના. સૌ કોઇ કામ કરવાજ સરજ્યું છે. * જેમને પોતાના ગુજરાન સારૂ મેહેનત કરવી પડતી નથી તેમણે પણ પોતાની બુદ્ધિ કેળવવાને અને પરોપકારને માટે હરેક રીતે કામમાં ગુંથાવું જોઇએ.

પ્ર. ઉદ્યોગથી શા લાભ થાય છે!

ઉ. શરીરને રોગથી અને મનને દુષ્કર્મોથી બચાવનાર ઉદ્યોગ છે; આરોગ્યતા, આનંદ, પૈસો ટકો, સંતોષ, સદ્ગુણ, અને સુખ એ સૌ ઉદ્યોગનાં ફળ છે. જેને જોઇએ તેટલો કામ ધંધો છે તેને દુઃખી સમજવો નહીં.

પ્ર. પોતાના ગુજરાન સારૂ મેહેનત કરવી એ ગેરઆબરૂનું કામ છે વારૂ?

ઉ, ના. જનમંડળને હિત કરનારા મહાપુરૂષો અને મોટા મોટા રાજાઓ સુદ્ધાં ઘણા ઉદ્યોગી થઇ ગયા છે, તો આપણે તે શા લેખામાં. જે ધંધો જાતે નીતિસર છે, અને જે અનીતિથી ચલાવવામાં આવતો નથી, તે ગમે તેવો હોય તોપણ હલકો ન સમજવો. ધંધામાં લાજ નથી; ચોરી છિનાળી જેવાં અનીતિનાં કામ કરવામાં લાજ છે.

પ્ર. મનુષ્યે ઉદ્યોગને કેવો માનેલો છે?

ઉ. ઉદ્યોગનેસૌથી વધારે આબરૂદાર માન્યો છે; અને આળસને હમેશ ધિકારેલી છે.

પ્ર. એમ કેમ?

---

*શ્રીમંત, વતનદાર કે રાજા જેવા.

ઉ. કેમકે ઉદ્યમ વગર કોઈપણ બાબતમાં કોઈથી ઉ-ચપણું મળવી શકાતું નથી. કહ્યું છે, કે विद्या धन उद्यम विना, कहो जि पावे कौन; बिन डोलाए ना मिले, ज्युं पंखेको पौंन. (હાથપગ હલાવ્યા વગર વિદ્યા ને ધન તે શી રીતે મળે; પંખાને હલાવ્યા વગર પવન મળતો નથી). આળસથી માણસનું મન અધમ અને પશુવત્ થાય છે.

પ્ર. આ ધર્મ હદપાર બજાવ્યાથી કેવું ફળ થાય?

ઉ. આપણી તંદુરસ્તીને હરકત થાય એવી હદપાર મ-હેનત ન કરવી. જે મળનાર નથી તે મેળવવા માટે બા-ચોડીઆં ન મારવાં. ગેરવાજબી મતલબ પાર પાડવાનો ખોટો ઉદ્યોગ પણ ન કરવો. આળસુ રહેવા કરતાં અતિ શ્રમ કરવો પડે તોપણ તે સરસ, કેમકે "માણસ કટાઈ (આળસથી ખવાઈ) જવા કરતાં ઘસાઇ (મેહેનત વડે) જાય તે સારૂં" એવી કહેવત છે. આત્માનો પણ ખરો કાટ આળસ છે.

પ્ર. આળસને કેવી ગણવામાં આવે છે?

ઉ. તેને સઘળા દુર્ગુણની માતા અથવા મૂળ ગણેછે. જેણે જવાનીમાં આળસ રાખી તેને આખેર અવસ્થામાં ને ઘડપણમાં અધમ ને નિરર્થક કામ કરવાં પડેછે. ઘડપણમાં નડતાં ઘણાં દુઃખનું કારણ પણ જવાનીમાં રાખેલી આ-ળસ છે એમ વિચાર કરીશું તો માલમ પડશે.

---

## પાઠ ૪ થો.

### પરહેજ.*

પ્ર. પરહેજ એટલે શું?

---

* પરિમતતા. અંદાજો.

ઉ. આપણા મનોવિકારને તથા તૃષ્ણાને યોગ્ય રીતે વશ રાખવાં તે. એટલે કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર ને માયા રૂપી જે ખટરિપુ કહેવાયછે તેમાં લીન ન થઈ જવું તે.

પ્ર. નીતિ ધર્મોની ગણનામાં આ ગુણની પંક્તિ કેટલામી?

ઉ. ઘણું કરીને પેહેલી; કેમ કે એ વગર સદ્‌ગુણને દોરનાર, અને દૂર્ગુણને અટકાવનાર કોઇ નથી. જે મોટામાં મોટી લાલચમાં આપણું મન લપટાવાનું હોય તે લાલચોનો ત્યાગ કરાવનાર આ ગુણછે; માટે તેનામાં ઊંચપણું રહેલુંછે, અને એજ કારણથી જેઓ તેને અનુભવેછે તેમને તે મોટાઈ આપેછે. પોતાની ઈદ્રિઓને કબજે રાખી જેઓ મનોવિકારને દબાવી શકેછે, તેઓનેજ સાધુ પુરૂષ સમજવા.

પ્ર. એથી શા શા લાભ થાયછે?

ઉ. એથી મન નિર્મળ અને તન મજબુત થાયછે. વળી એથી જન્મના વ્યાધિ દુર થાયછે કે તેમાં ઘટાડો થાયછે. તે શરીરને ચંચળ કરેછે, અને સ્વભાવને કોમળતા આપેછે. મન અને તન બંનેને તે ખરીસ્વતંત્રતા બક્ષેછે. સંસારમાં જે સ્થિતિ આપણે માટે નિર્માણ થઈ છે, તે સ્થિતિએ ટકાવી રાખનાર પણ એજ છે. મતલબ કે પરહેજી ન પાળી તો આપણે નીચી પાયરીમાં આવી જઈશું; જેમ કે કોઈ આબરૂદાર માણસ જીભ વશ ન રાખીને કેફ કરે કે અનીતિ આચરે તો તે હલકો પડ્યા વગર રહેજ નહીં. લોભનો માર્યો કોઇ નોકર લાંચ લેવા જાય, તો તે સમુળગો ઘેર બેસે.

પ્ર. બદપરહેજી વધારનાર સાધન કયાં હશે?

ઉ. ખાવા પીવામાં અકરાંતા વેડા (આ દુર્ગુણ સૌથ

અધમ પ્રકારનો છે), તુચ્છ વાસનાઓને[1] તાબે થવાની ટેવ, કામ ધંધા વગર નિરૂદ્યમી રહેવું, અતિ તૃષ્ણા, અને આળસુ સાથીઓ.

પ્ર. બદપરહેજી એટલે શું ?

ઉ. સ્વાભાવિક [2]ઇંદ્રિય સુખપર અયોગ્ય શોખ, અસાધારણ ખાવુ પીવું.[3] અને ઉંઘવું, ઓઢવા પહેરવામાં જોઇએ તે કરતાં વધારે વખત ગુમાવવો, અને મિથ્યા કે અનિયમિત વાંછનાને બેહેકાવી મુકવી એનું નામ બદપરહેજી.

પ્ર. પરહેજીની ટેવ પાડવાના સૌથી સારા ઉપાય કયા?

ઉ. [4]નિરપકારી ને નીતિની ગમતોથી પણ દૂર રહેવાનો કોઈ કોઈ વાર મહાવરો કરવો. એટલે બાજી ગંજીફા જેવી રમતો કે ગાવા બજાવવાની ગમતો પણ મન મારવાને અર્થે કેટલીક વાર છોડી દેવી; પવિત્ર મનથી માનસિક[5] આનંદનો શોખ વધારવો, એટલે ધર્મની ને જ્ઞાનની વાતોની રૂચી કરવી; સઘળા જુગોના સારા ને પવિત્ર મહાપુરૂષોના દાખલા ગ્રંથોમાંથી વાંચી સાંભળીને નજર આગળ રાખવા. હરિશ્ચંદ્ર, રામ, વિક્રમ, સીતા, મીનળદેવી, અહલ્યાબાઈ[6] જેવાંના ચરિત્ર આપણને સુમાર્ગે ચઢાવ્યા વગર રહેશે નહીં.

---

૧ વ્યભિચાર આદિ. ૨ જેમ કે ખાવું એ સ્વાભાવિક ઇંદ્રિય સુખ કહેવાય પણ અતિશે ખાઇએ તો માંદા પડાય. એજ રીતે છ ઇંદ્રિઓ વડે જે જે કાર્ય થવાનાં તે માજને થવાં જોઇએ. અતીશેમાં માલ નથી. કહ્યું છે કે અતિશે ન બોલના ને અતિશે ન ચૂપ; અતિશે ન વરસણા ને અતિશે ન ધૂપ. ૩ દારૂ વગેરે કેફી વસ્તુ વિષે એમાં વધારે અર્થ છે. ૪ કોઇને હલો હરકત ન કરે એવી. ૫ મનનો, આત્માનો. ૬ ઇંદૂરવાળાં.

## પાઠ ૫ મો.

### કરકસર.

પ્ર. કરકસર એટલે શું?

ઉ. માલ મીલ્કતની ધટારત વ્યવસ્થા કરવી, અને આપણી પેદાસ તથા સાધનોના પ્રમાણમાં ડહાપણથી અને વિવેકથી ખરચ કરવો તે.

પ્ર. આ ધર્મ બજાવવાથી શા લાભ થાય?

ઉ. નીતિધર્મમાં સૌથી કઠીણ એવો જે મન મારવાનો ધર્મ તે એથી પ્રાપ્ત થઈ શકે. ઘણા સદ્‌ગુણનું એ મૂળ છે. નીતિરૂપી મકાનના ચણતરમાં તે [1]સાળોળની બરાબર છે. દુર્ગુણથી રક્ષણ કરનાર તે એક કિલ્લો છે, અને ઉન્નતિ [2] કે ઉચ્ચ ગુણ મેળવવામાં તે અતિ અગત્યનું સાધન છે.

**સમજણ.** કેફ જુગાર વગેરે કુછંદ પૈસા ઉડાવ્યા વગર થતા નથી. જેનો સ્વભાવ કસરીઓ હોય તેનાથી એવા કામમાં પૈસા ખરચાય નહીં, માટે એવા તે દુર્ગુણમાં ફસાતો નથી.

પ્ર. કરકસર ન કરવાથી શું નુકશાન?

ઉ. કરકસર વિના અન્યાયી થવાની મોટી ધાસ્તીમાં આપણે આવી પડીએ છીએ. હવે પછી ઈશ્વરને ત્યાં જેનો હિસાબ આપવાનો છે તેની યોગ્ય વ્યવસ્થા કરવામાં આ ગુણ વિના આપણે ઉડાઉ થઈએ છીએ. મતલબ કે ઈશ્વરકૃપાથી મળેલાં સાધન જેવાં કે ઇંદ્રિઓ પૈસોટકો વગેરેને આપણે બદફેલીથી ખરાબ રસ્તે વાપરીએ તો ઈશ્વરના મોં આગળ આપણે શો જવાબ દઈએ.

---

૧. કોલ-કેલ-ઇંટ પથ્થરને સાંધનાર. ૨ મોટપણું.

કરકસર વિના બીજાની તંગીઓ* વિષે આપણે બેદરકાર સ્વાર્થિ અને કઠણ કાળજાના થઇએ છીએ; એટલે એમ કે પોતાના સ્વાર્થમાં આપણે ઉડાઉ થઇ પૈસા ખરચી નાંખતા હોઇએ, તો આપણે પરગજુ શી રીતે થઇ શકીએ. સામાને મદદ કરવાની સત્તા ન હોય ત્યારે તેના દુઃખની દરકાર શી રીતે રખાય? એવું ઘણીવાર બને એટલે પછી દયાભાવ પણ નાશ પામે.

---

## પાઠ ૬ ઠો.

### ધૈર્ય.

પ્ર. ધૈર્ય તે શું?

ઉ. ગમે તેવી વિપત્તિ કે દુઃખ આવી પડે તે ખમવાને શકિતમાન થવાય એવો જે જરૂરનો સદ્ગુણ તેનું નામ ધૈર્ય.

પ્ર. ધૈર્યને ધર્મ શા માટે ગણવો?

ઉ. એટલા માટે કે એ વગર શાંતિ ભોગવાતી નથી અને સુખ મળતું નથી. વળી એથી આપણે દૃઢપણે સદ્ગુણ આચરતા રહીએ છીએ.

પ્ર. આમ કહેવાની શાબિતી શી?

ઉ. જે કોઈ દુઃખથી ડરે છે, અથવા તેના પેહેલા દેખાવથીજ હબકે છે, તે ભયનો ગુલામ થઇ રહે છે. તેની જીંદગી ભયમાં ને ભયમાંજ ગુજરે છે. જેનો સ્વભાવ નામર્દ ને બીકણ હોય તેને દુનિયાનો દાસ સમજવો; કેમ કે દુઃખ ફેડવાની તે પંડે શકિત ધરાવતો નથી, અને સારૂં કરવાની તેનામાં હિંમત હોતી નથી.

પ્ર. ધૈર્યથી થતા લાભ બતાવો.

---

*બીજાઓને જેની જરૂર હોય તે.

ઉ. એથી મન દૃઢ થાય છે, અને આવતું દુઃખ દૂર રાખવાને કે તેની અસર ઓછી કરવાને આપણે શકિતમાન થઇએ છીએ હરેક ઉમદા મન શકિતનું [1] તે રક્ષણ કરેછે તથા તેને મજબુતી આપેછે. આપણને દૂર્ભાગ્યના સપાટાથી દૂર રાખનાર પણ એજ છે.

પ્ર. ધૈર્યના ખરા પાયા કયા?

ઉ. ચોખું અંતઃકરણ, અને ઇશ્વર ઉપર દૃઢ વિશ્વાસ.

પ્ર. એનો જરા વધારે ખુલાસો કરી શકશો?

ઉ. જેનું અંતઃકરણ મેલું હોય તેને હમેશાં ચિંતા રહે છે કે રખેને આપણો ગુનોહ પકડાય ને શિક્ષા થાય. આપણા ધારણને [2] તથા ઇરાદાને સ્વતંત્રપણે વળગી રહેવામાં ખરૂં ધૈર્ય રહેલું છે. જે પરમેશ્વરને પોતાનો મિત્ર માનેછે અને પૃથ્વી ઉપર બનતા સઘળા બનાવ ધ્યાન રાખીને નિહાળે છે તે સિંહના જેવો હિંમતવાન થાય છે. જેણે સંસારમાં પડતાં અનેક સુખ દુઃખ જોએલાં છે ને તડકો છાંયડો વેઠેલો છે તે દુઃખથી હારી જતો નથી. જેને પરમેશ્વર ઉપર વિશ્વાસ છે તે સંસારના તાપથી હિંમત હારતો નથી.

પ્ર. ધૈર્યની ટેવ પાડવાનો શ્રેષ્ટ ઉપાય કયો?

ઉ. જીંદગીના સુખ દુઃખનો તથા જીંદગીની કીમતનો ખરો અડસટો [3] કાઢવો તે.

---

૧ શૌર્ય, સત્ય, સંતોષ, શીલ, વગેરે ગુણોનું. ૨ અર્થાત્ આપણો ટેક જાળવવામાં જે ધારણોથી આપણે ચાલવાનો નિશ્ચય કર્યો હોય તેને વળગી રહેવું. રાજા હરિશ્ચંદ્રને માથે દુઃખનાં ઝાડ ઉગ્યાં તોએ તેણે પોતાનું પણ મુક્યું નહીં.

૩ જીંદગીમાં કેવાં સુખ દુઃખ સાધારણપણે આવવાં જોઇએ, તથા પોતાની જીંદગી કેટલી અગત્યની છે તેની

# પાઠ ૭ મો.

## સંતોષ.

પ્ર. સંતોષ એટલે શું?

ઉ. જે સુખ અને ફાયદા આપણે ભોગવીએ છીએ તે જાણવાની ધટિત અને *કૃતજ્ઞબુદ્ધિને તથા જે વિપત્તિ આવી પડે તે ધૈર્યથી ને ઈશ્વર ઈચ્છાપર નજર રાખી ખમવાના સ્વભાવને સંતોષ કહેછે.

પ્ર. અસંતોષ ક્યાંથી ઉત્પન્ન થાયછે?

ઉ. આપણા પોતા વિષે હદથી જાદે ઊંચું મત બાંધવાથી અસંતોષ પેદા થાયછે, કેમકે તેથી આપણે ધારીએ છીએ કે આપણી કીમત બીજાઓ ઓછી કરેછે; અને આપણી સ્થિતિ આપણી લાયકી કરતાં †નીચી છે. જ્યાં નરમાશ છે ત્યાં સંતોષ જરૂર હોય છે.

પ્ર. આ સદ્ગુણ અનુભવવામાં કયો સાધારણ નિયમ કામ લાગે?

ઉ. આપણે કેટલા થોડાને પાત્ર છીએ અને એમ

---

ગણના જે પેહેલથી કરી રાખે છે તે પછીથી તેવાં સુખ દુઃખ આવી પડે કે પોતાને વધારે ઓછું મળે તોપણ ગભરાતો નથી.

* થએલા ઉપકાર જાણવા. આપણને ઈશ્વર તરફથી સુખ ને ફાયદા મળેલા છે તે જાણીને તેના ઉપકાર માનવાની બુદ્ધિવડે સંતોષનું પેહેલું પગથીઉં શરૂ થાયછે. કોઈ થોડા ભણેલાને ઓછા પગારની નોકરી હોય તથી તે પોતાની હલકી સ્થિતિથી અસંતોષ માને ને ઉપરીઓ મને મોટો પગાર આપતા નથી એમ જાણી દિલગીર થાય; પણ પોતાની લાયકી કેટલી છે તેનો વિચાર કરે નહિ, અને તેથીજ તે અસંતોષી ને દુઃખી રહે.

છતાં કેટલી વધારે મોજ માણીએ છીએ તેનો વિચાર કરવો. કેમકે તેથી આપણી સંતોષવૃત્તિ દૃઢ થતી જાય છે.

પ્ર. સંતોષથી શા શા લાભ થાય છે?

ઉ. જે પોતાની સ્થિતિમાં સંતોષ માનેછે તેનાથી અવદશા વેગળી રહેછે; તેના હૃદયમાં સ્વર્ગની શાંતિ રહેછે; તેની આસપાસની સઘળી ચીજો તેને આનંદદાયક લાગે છે; તે સૌ સાથે મળતો રહે છે, અને સૌ તેની સાથે મળતું રહે છે.

પ્ર. અસંતોષમાં શું દુઃખ?

ઉ. અસંતોષથી સ્વાભાવિક રીતે બીજાની સારી સ્થિતિ જોઈ અદેખાઇ ઉત્પન્ન થાય છે. અદેખાઇનો કીડો શરીરને કોરી ખાયછે ને જીંદગીનો નાશ કરે છે. વળી એથી આપણામાં માઠું લાગવાપણાનો તથા ચીડીઆપણાનો દુર્ગુણ આવે છે, અને આવા દુર્ગુણોથી આપણે સર્વને અણગમતા થઇ પડીએ છીએ.

પ્ર. સંતોષને ધર્મ શા માટે કહ્યો હશે?

ઉ. જે સુખ આપણે ભોગવીએ છીએ તે સઘળાં સર્વશક્તિમાન ઇશ્વરે આપેલાંછે, એમ જાણીને ઇશ્વરનો આપણે ગુણ માનીએ છીએ એવું એથી જણાઈ આવે છે. હરેક [2]ઉત્પન્ન થએલા પ્રાણીએ જેની તાબેદારી ને

---

૧ આપણાથી જે હલકા હોય તેની સાથેજ આપણી સ્થિતિનો મુકાબલો કરવો; તેમ આપણી સરસાઇ કરતાં નબળાઇ કેટલીછે તેનો વિચાર કરવો એટલે અસંતોષ દૂર થશે.

૨ પરમેશ્વરે આપણને પેદા કર્યા ને સૌ સુખનાં સાધનપણ તેણેજ આપ્યાં, માટે આપણે તેના તાબેદાર ને ઓશિંગણ છીએજ. પેટનું પુરૂં થવા સારૂ જેની આપણે નોકરી કરતા હોઇએ તેની કેટલી તાબેદારી આપણે ઉ-

કૃતજ્ઞતા તેના કર્ત્તા પ્રત્યે રાખવી જોઈએ, તેવી તાબેદારી ને કૃતજ્ઞતા જગત્કર્ત્તા પ્રત્યે આપણે રાખીએ છીએ તેની એ નિશાની છે.

પ્ર. વિપત્તિમાં પણ સંતોષ એ એક ધર્મ ખરો કે નહિ?

ઉ. ખરો. કોઈ પણ સ્થિતિ (વિપત્તિવાળી પણ) એવી ખરાબ નથી કે જેમાં કંઈ પણ સારૂં રહેલું ન હોય; અને આ સરસાઇ કૃતજ્ઞતા બતાવવાનું અને સંતોષ રાખવાનું કારણ છે.

પ્ર. સંતોષ આપણામાં ઓછું પાણી છે એમ તો બતાવતો નથી?

ઉ. ના ના. ઇતિહાસમાં ઉત્કૃષ્ટ દૃષ્ટાંત એથી ઉલટાં માલમ પડશે; એટલે સંતોષી હોઇને પરાક્રમી થઈ ગએલા મહા પુરૂષો ઇતિહાસમાંથી મળી [2]આવશે.

---

## પાઠ ૮ મો.

### *વિવેક.

પ્ર. વિવેકનો તમે કેવો અર્થ કરોછો?

ઉ. આપણી સ્થિતિને શું ઘટિત અઘટિત છે તેનો આપણને જે અનુભવ થઇ ચુક્યો હોય, તે ઉપરથી આ ગુણ નીકળેછે. જે વાજબી હોય અને જેથી આપણું

---

કાવીએ છીએ ને તેનો કેટલો ઉપકાર માનીએ છીએ? એ કરતાં માબાપના ઉપકાર વધારે છે, અને પરમેશ્વરના તો સૌથી વધારે છે. ૨ રામચંદ્ર, પાંડવ, વગેરે.

*અગમ બુદ્ધિ. સારી રીતભાત કે આગતા સ્વાગતાને આપણે વિવેક કહીએ છીએ પણ આ જગાએ તેનો એટલો બોહોળો અર્થ છે કે "સારી રીતભાત" તો તેના

કલ્યાણ થાય એવું પ્રથમથી સાવધાની રાખી આચરવાની ટેવ નક્કી કરી આપનાર મનના ગુણને [1]વિવેક કહે છે.

પ્ર. વિવેકને સદ્‌ગુણ શા માટે કહેવો?

ઉ. એટલા માટે કે આખી જીંદગીમાં એવો વખત નથી આવતો કે જેમાં વગર વિચાર્યું ને ગમેતેમ કરવા છતાં પણ આપણને આંચ ન આવે, કે આપણાં કામ પાર પડવાની ઉમેદ રહે.

પ્ર. વિવેકથી શા શા લાભ થાય છે?

ઉ. એથી આપણી વટ વગેરે જળવાય છે; અને આપણી મહાનબુદ્ધિ કે ચતાપી સદ્‌ગુણો વખાણાય છે. એ ગુણ આપણા સંસારી સ્વાર્થ સિદ્ધ કરે છે, આપણાં સદ્‌ગુણ ને આરોગ્યતા જાળવે છે, અને લોકમાં આપણને માન પમાડે છે. એ વગર કોઈ માણસનો મિત્ર તરીકે વિશ્વાસ રાખી શકાય નહિ. એ વગર [2]સાર્વજનિક કામકાજને કોઈ યોગ્ય થતું નથી. ઘરસંસારની સુખસાતા એ વગર ભયમાં કે હરકતમાં આવી પડે છે. પરછમ બુદ્ધિવાળા માણસની દોસ્તી કોઈ કરતું નથી, અથવા તેની દોસ્તી કરવામાં સૌ ભય સમજે છે.

પ્ર. ઘણાખરા જવાનીઆમાં આ સદ્‌ગુણ જોવામાં

---

પેટામાં ક્યાંએ સમાઈ જાય. રીતભાત કરતાં આ વિષય આચરણને વધારે લાગુ પડે છે. 1 કોઈ અવિવેકી બાઈડીને રાંધવા બેસાડી. દૂધપાક સાથે જમણ કરવાનું હતું તેમાં જોઈતો સામાન—બદામ, પસ્તાં, એલચી, દાળચોખા, મસાલો વગેરે તેના મોં આગળ મુકયાં. પેલી બાઈએ દૂધપાકમાં હિંગનો વઘાર કર્યો, અને બદામ પિસ્તાં વગેરે દાળમાં નાખ્યાં! આ સાધારણ કામમાં અવિવેકનું અથવા વગર વિચારનું દૃષ્ટાંત છે, તે સંસારના સર્વ કામને લાગુ પાડી શકાય. 2 જાહેર-લોકોપયોગી કામ.

આવેછે કે નહિ?

ઉ. ના. જુવાન અવસ્થા ઉદ્ધતાઇ અને પરાક્રમ બુદ્ધિથી ભરેલી હોયછે; માટે નાનપણથી આપણા વડિલોના ડહાપણને તથા અનુભવને માન આપતાં શીખવું, અને તેમની સલાહને તથા અગમબુદ્ધિને ખુશીથી તાબે થવું.

પ્ર. દુનિયામાં વિવેક અથવા અગમબુદ્ધિ કેવી ગણવામાં આવે છે.

ઉ. લોકોમાં સૌથી એનું વધારે મહત્વ છે; કેમકે એનું ચણતર પુખ્ત વિચારથી થએલું છે, અને મનુષ્યની સમજ શકિતનો પૂર્ણ નમુનો જે ડાહાપણ તેની સાથે એ [1]નિકટનો સંબંધ ધરાવે છે.

પ્ર. વિવેકના પાયા કિયા કિયા રાખવા?

ઉ. આપણા દરેક [2]કર્તવ્યને અંતઃકરણથી માન આપવું; અને આપણા [3]મતને દૃઢપણે વળગી રહેવું. આ બે પાયા ઉપર આ ગુણનું ચણતર ચણવું. જો એમ ન કર્યું તો એજ વિવેક અંગ થઇ ભુરચાઇ અને આપસ્વાર્થ માત્ર શીખવશે.

---

૧ નજીકનો—પાસેનો. ૨ આપણે કરવા યોગ્ય કે ન કરવા જેવાં કામ સમજવાં, અને એકને માન આપવું ને બીજાને ધિક્કારવું જોઇએ. ૩ બીજાને રાજી કરવા કે મતલબ સાધવા કેટલાક લોક પોતાનાં દૃઢ મત પણ ફેરવી નાખેછે ને સામાને રાજી કરવા હાજી હા કરેછે કે મરજીમાં આવે તેમ વરતે છે. એમ કરવાથી આપણા મનની નબળાઇ, કે અવિવેક માલમ પડે છે. કોઇપણ મત વિવેકથી બાંધવું, અને તે છેવટ સુધી વિવેકથી પાળવું.

# પાઠ ૯ મો.

## [1]સહન શીલતા.

પ્ર. સહનશીલતા એટલે શું?

ઉ. સહનશીલતા એ એવી ટેવ છે કે જેવડે ખડખડ કર્યા વગર દુઃખ સહન કરી શકાય, હાયવરાળ કર્યા વગર શરીરની વેદના ખમી શકાય, બીજાએ કરેલી પીડા ઠપકો આપ્યા વગર વેઠી શકાય, ચીડાયા વગર [2]ખંડન એટલે [3]પ્રતિપક્ષીનાં વેણ સાંખી શકાય, અને બીજાની ખરાબ ચાલ ટીકા કર્યા વગર સહી શકાય.

પ્ર. એને કર્તવ્ય કેમ શા માટે ગણે છે?

ઉ. એટલા માટે કે એથી ઉલટો સ્વભાવ રાખવો તે સર્વ શકિતમાન ઇશ્વરની સામા થવા બરાબર છે; કારણ તેની આજ્ઞાથી કે તેની રજાથીજ સઘળાં દુઃખ આપણા ઉપર આવી પડે છે.

પ્ર. સહનશીલતાથી શા શા લાભ થાયછે?

ઉ. માથે આવી પડેલી આપત્તિ એથી ઓછી થાય છે, આપત્તિમાં મન શાંત રાખવાથી જોઇતી મેહેનત કરવાને, અને ફાવતી જોગવાઇ સાધી લેવાને આપણે શકિતમાન થઇએ છીએ. જોઇતી મેહેનત, અને ફાવતી જોગવાઇના ઘટિત ઉપયોગવડે આપણે ઘણું કરીને પાછા સારી સ્થિતિમાં આવી શકીશું. સહનશીલતાથી શરીરની વેદનાનું જોર કમી થાય છે; અને શરીરનો બાંધો [4]નિરોગી ને

---

૧ ધીરજ, સબુરી. ૨ આપણી રહેણી કરણી વિષે, બાલણ વિષે, પુસ્તક વિષે જે સખત ટીકા થાય તે ખમી શકાય. ૩ સામાવાળો. ૪ જેમનાથી સહન થતું નથી તે ચિંતામાં રહે છે, અને ચિન્તાવડે શરીર ખરાબ થાય છે.

ફાવતવાળો થાયછે.

પ્ર. એથી થતા બીજા ફાયદા તમે બતાવી શકો છો?

ઉ. સહનશીલતાથી ઘણું કરીને દુશ્મનનું જોર કામી થાય છે, ને જુલમી માણસ પણ *ઓશીઆળો થઇ જાય છે. જેમનું સારું મત મેળવવા જોગ હોય, તેમના તરફથી સારૂં મત (આપણા વિષે) આપણને સહનશીલતાથી પ્રાપ્ત થશે. સહનશીલતામાં ગમ ખાવાનો અથવા સાંખી રહેવાનો અર્થ આવે છે અને એ ગુણવડે આવા લાભ થાયછે.

પ્ર. સબુરીને કેટલાક ઉતરતી જાતનો સદ્ગુણ કેમ ગણે છે વારૂ?

ઉ. કેમકે આપણી પ્રકૃતિમાં જે ગર્વિષ્ટ [1]વૃત્તિઓ રહેલી છે તેમની પંક્તિમાં તે બરાબર આવી શકતી નથી. કદાચ એ ધૈર્ય કરતાં પણ મંદ, અને બીજા ઘણા ગુણ કરતાં ઓછી પ્રતાપી હશે, તોપણ તે સૌથી વધારે ઉપયોગી સદ્ગુણ છે એમ સમજવું.

પ્ર. ધૈર્યમાં ને એમાં શો તફાવત?

ઉ. ધૈર્યને કેટલેક દરજ્જે સાર્વજનિક સદ્ગુણ ગણી શકાય, અને તેનો ઉપયોગ મોટે મોટે પ્રસંગેજ થાયછે. સહનશીલતાને ઘરસંસારી સદ્ગુણ કહી શકીએ, અને તેનો ખપ ઘડીએ ઘડીએ પડેછે. કેટલાકમાં [2] ધૈર્યનો ગુણ

---

*ખશીઆળો અથવા ભોંઠો પડેછે. [1] હિંમત, શૌર્ય, દેશાભિમાન વગેરે. એવા ગુણને ચપળગુણ પણ કહે છે. સહનશીલતા જેવા ગુણને મંદગુણ કહેછે કેમકે તેમાં કાંઇ કરવા કરતાં ખમવનું છે. [2] રણસંગ્રામમાં ને તેવે મોટે પ્રસંગે સંકટથી નહિ ડરતાં હિંમત રાખી શકે એવો માણસપણ વખતે પોતાના કુટુંબમાં સહેજસાજ બનતી ખટપટ પણ સાંખી ન શકે.

સર્વોત્તમ છતાં પણ તેમનામાં સહનશીલતાનો ગુણ ઘણો કમી હોય એમ બને છે. સૌથી શ્રેષ્ઠ તેજ કે જેનું મન સદા સર્વદા શાંત ને સ્વસ્થ રહે છે.

---

## પાઠ ૧૦ મો.

### [1]સમતા.

પ્ર. સમતા કોને કહીએ?

ઉ. મનની નિરાશા અને મનની તૃષ્ણા એ બંનેથી જે અલગ છે તે.

પ્ર. એને ધર્મ શા માટે ગણવો?

ઉ. કારણ કે એ વગર હદપાર ઘસડાઇ જવાની મોટી ધાસતી રહેછે. એ વગર પોતાને દોષ દેવાની, સંસારમાં નિષ્ફળતા મેળવવાની, ને ગુના કરવાની પણ ધાસતી રહેછે.

પ્ર. સમતા શામાં રહેલીછે?

ઉ. જેમ અસુખ ને અણચિંતવ્યાં દુઃખની સ્થિતિને માટે સહનશીલતા છે તેમ સુખસાતાની સ્થિતિને માટે સમતાછે. આપણી ઇચ્છાવાંછના, આપણાં આચરણ, આપણા મોજશોખ, અને આપણા મનોવિકારને ખરા-ખર હદમાં રાખવાની અંદર સમતાનો ઉપયોગ છે.

પ્ર. આ કર્તવ્ય કારણ પૂર્વક છે એમ સાબીત કરો.

ઉ. કોઇ પણ ક્રિયાનો પેહેલો અંકુર [2] આપણી ઇચ્છા-

---

૧. એના અર્થ માટે પેહેલા પાઠની ટીકા જુઓ. ૨ ફણગો. કોઇ પણ કામ કરતા આગાઉ તે કરવાની ઇચ્છા આપણા મનમાં પ્રથમ થાયછે; માટે જો મનમાં ખરાબ ઇચ્છાનો ફણગો ફુટવા દીધો, તો પછી ખરાબ કામ કરવાની લાલચ થયા વગર રહેતી નથી.

ઓ ને ચાહનાઓ છે, માટે તેઓ જો ખરાપણાની ને સદ્ગુણની હદ ઉલંઘન કરે, તો આપણે અંતે નિરાશ થવું પડે; એટલુંજ નહીં પણ આપણે પાપ પણ કરવું પડે. જો આપણાં આચરણમાં આપણે હદથી બહાર જઈએ, તો આપણી તંદુરસ્તી તથા મુખ્ય કરીને આપણા સદ્ગુણનો ભંગ થાય; કેમ કે હદથી બહાર જવા જતાં આપણું અંતઃકરણ કે આપણો ધર્મ (શાસ્ત્ર) કબુલ ન કરે એવે રસ્તે ચાલવાની આપણને લાલચ થાયછે.

પ્ર. આપણા મોજ શોખને અને મનોવિકારને તે કેવી અસર કરેછે?

ઉ. મોજ શોખમાં ને મનોવિકારમાં હદપાર ડુબવાથી આનંદ, આરોગ્યતા, ને નિરપરાધી પણાનો નાશ થાયછે. કૃપાળુ ઈશ્વરે જે કંઈ આપેલુંછે તેનો ઉપયોગ ડાહ્યા ને સારા માણસ ઉપકાર સાથે કરશે; તે ઇંદ્રિય સુખના દાસ ન થવાની સંભાળ રાખશે; અને સલામત* ને સુખરૂપ એવો જે સમતાનો ગુણ તેને તજી ન દેવાને તેઓ સાવચેત રહેશે.

---

## પાઠ ૧૧ મો.

### ૧વ્યવસ્થા.

પ્ર. વ્યવસ્થા એટલે શું?

ઉ. આપણા સઘળા ધંધા રોજગારમાં નિયમિત ગોઠવણ. એ વડે હરેક કામને યોગ્ય સ્થળ[૨] અને પુરતો વખત આપી શકાયછે.

*જેથી વિઘ્ન ન આવી પડે એવા. ૧ ગોઠવણ. ૨ હરેક કામ ક્યારે ને ક્યાં કરવું એની જો બરાબર ગોઠવણ કરી રાખી હોય તો તે કામ સારી રીતે ને નિયમપૂર્વક થાયછે.

પ્ર. એને ધર્મ ગણવાનું શું કારણ?

ઉ. કારણ એ કે ગોઠવણ વગર જીંદગીની કોઇ પણ સ્થિતિને આપણે જોઇએ તેવી ઉપયોગી કરી શકતા નથી. વ્યવસ્થા વગર ગડબડાટ થઇ રહે છે. જ્યાં બહારની પણ ગરબડ છે ત્યાં મન પણ શાંત ને ગુંચવણ વગરનું રહેવું મુશ્કેલ છે. એવે વખતે મન જે કંઇ કરવા ધારશે તે ફતેહમંદીથી પાર પડવું અશકય છે.

પ્ર. વ્યવસ્થાની સામે કોઇવાર વાંધો લેવામાં આવે છે તે કયો?

ઉ. એવું કહેવામાં આવે છે કે વ્યવસ્થા કંઇ ઊંચી અક્કલ બતાવતી નથી; પરન્તુ તે મનનું હલકાપણું બતાવે છે.

પ્ર. આ વાંધો ખરો છે?

ઉ. ના. હરેક બાબતમાં જેઓ *દીર્ઘ બુદ્ધિના થઇ ગયા છે તેઓએ આ ગુણ બરાબર પાળેલો માલમ પડે છે.

પ્ર. આ વાતને ટેકો મળે એવું કાંઇ દ્રષ્ટાંત આપી શકશો?

ઉ. હા. એક પ્રખ્યાત રાજકારભારીને કોઇએ પૂછ્યું

---

* અંગ્રેજ લોકો ઘણું કામ કરી શકે છે તેનું એક કારણ વ્યવસ્થા છે. બહુ કામ કરનારા આવતી કાલ શું શું કામ ક્યારે કરવું તેનું વખત પત્રક સુતી વખતે બનાવી રાખે છે, અને તે વખત પત્રક પ્રમાણેજ બીજે દહાડે કામ કરે છે. વચ્ચે કોઇ મળવા આવે તો તેની વખતે મુલાકાત પણ લેતા નથી. નિયમબંધી કામ કરવાથી ઘણું કરી શકાય છે ને ફુરસદપણ મળી શકે છે. એવા લોકનાં કામ ચઢી જતાં નથી, ને તેમનું મન ગુંચવારામાં પડતું નથી.

કે તમે આટલું બધું કામ શી રીત કરી શકોછો? તેણે જવાબ દીધો, "કોઇ પણ કામ એકદમ કે તેનો વખત આવ્યા વગર ન કરવાનો મેં ઠરાવ કરેલો છે તેથી હું બધું કરી શકુંછું."

પ્ર. વ્યવસ્થાથી શા શા ફાયદા થાયછે?

ઉ. સૌથી કીમતી એવો જે વખત તેનો એથી ઘણો બચાવ થાય છે. ઘણાં કામ માથે લેવાની અને તે પૂરાં કરવાની એવી શકિત આવેછે. એથી મન દૃઢ ને ગુચવણ વગરનું રહેછે, સ્વભાવ શાંત ને સ્થિર રહેછે, સંસારી આબાદી વધેછે, અને જ્ઞાન (1) મેળવવામાં વિશેષ મદદ મળેછે.

---

## પાઠ ૧૨ મો.

### સ્વપરીક્ષા.

પ્ર. સ્વપરીક્ષા એટલે શું?

ઉ. આપણાં મત, આપણી કરણીનાં કારણ, અને આપણી ચાલચલકત એ વિષે ખરેખરી ને તરફદારી રાખ્યા વગર તજવીજ કરવી તે.

પ્ર. આ ફરજ તમે શી રીત બજાવશો?

ઉ. વિશેષે કરીને અમારા સ્વભાવમાં જે જે ખામીઓ હશે તે સંબંધી રાતને સમે કે એકાંતમાં અમે અમારા પંડને સવાલ કરી જોઇશું. વળી જે સ્વાભાવિક કે

---

(1) ઘણા વિદ્યાર્થી કહેછે કે શિક્ષક પાઠ બહુ આપેછે તે કરવાનો વખત અમને બિલકુલ મળતો નથી, પણ તેઓ જો અમુક વખતે અમુક કામ કરવાનું નક્કી કરે અને તે પ્રમાણે કામ કરે તો જોઇએ તે કરતાં વધારે વખત તેમને જરૂર મળશે. આ રીતે કામ કરવાની શિક્ષકે વિદ્યાર્થીને ટેવ પાડવી જોઇએ.

પ્રસંગી[1] મોહજાળ અમને લાગવાની હશે તે વિષે પણ અમે અમારા મનને પ્રશ્ન કરીશું. એમ કરવાથી અમારો સ્વભાવ સુધરશે, અને મોહજાળમાં ફસતાં અમે બચી શકીશું.

પ્ર. સ્વપરીક્ષાથી શા શા ફાયદા થાય?

ઉ. સઘળા જ્ઞાનમાં જે સૌથી અગત્યનું પોતાવિષેનું[2] જ્ઞાન તે એથી મળેછે. ખરૂં પુછાવો તો એનાં ફળ એવાં લાભ કારકછે કે એથી આપણી સઘળી ખામીઓ તજાયછે, અને આપણે વધારે સારા ને ડાહ્યા થઈએ છીએ.

પ્ર. આત્મજ્ઞાન અથવા પોતાને ઓળખવાથી શા લાભ થાયછે તે બતાવો?

ઉ. પોતાની ખોડ ખાંપણોથી જે માણસ માહિતગારછે તે જો તેમને સુધારવાને કે તજવાને યત્ન કરે તો તેને પોતાને પોતાની મૂરખાઈ અને નબળાઈ માલમ પડેજ. જે પોતાને ખરેખરો ઓળખેછે તેને બીજાઓની સારી નરસી હાલતને માટે લાગેછે. બીજા વિષે મત બાંધવામાં તે વધારે અદલપણું રાખેછે, અને પોતાના જાતિભાઈ-ની[3] ખોડ ખાંપણ વધારે ઉદારતાથી દરગુજર કરે છે.

---

૧ કોઈ પ્રસંગ અથવા સમયને અનુસરતી; જેમ આપણને જુગાર રમવાની બિલકુલ ટેવ ન હોય, પણ કોઈ વખતે જુગારી મિત્રોની ટોળીમાં ફસાયા ને તેઓ રમવાનો અતિ આગ્રહ કરે. એવે વખતે દૃઢ મનના માણસ હોય તેજ પોતાનો હરેક રીતે બચાવ કરી શકેછે. ૨ આત્મજ્ઞાન. નરસઈ મેહેતાએ કહ્યુંછે કે "જ્યાં લગી આત્મા તત્વ ચિન્હ્યો નહીં, ત્યાં લગી સાધના સર્વ જુઠી". પોતાના ગુણ દોષની કે પોતામાં જે હીર હોય તેની કાંટાકસ પરીક્ષા તો વીરલા પુરૂષજ કરી શકેછે; અને જે કરી શકેછે તે સતપુરૂષ નીવડેછે. ૩ મનુષ્ય જાત-સઘળાં માણસ.

## પાઠ ૧૩ મો.

### સ્વસુધારો.

પ્ર. સ્વસુધારો એટલે શું?

ઉ. સર્વ શક્તિમાન ઇશ્વરે જે [1]મનની અને તનની શક્તિઓ જન્મથી આપણને બક્ષેલીછે તેને વધારવી કે પૂર્ણ કરવી તે.

પ્ર. આ ધર્મ બજાવવાનું આપણા મનમાં ઉતરે તેને માટે કારણ કીયાં કીયાંછે?

ઉ. એક તો એકે તન મનની શક્તિઓને સુધારવાનું ને તેમનો રૂડો ઉપયોગ કરવાનું આપણને પરમેશ્વરે સોંપેલું છે; માટે તેનો હિસાબ આપણે પરમેશ્વરને ત્યાં આપવો પડશે એ નકકીછે. બીજું એ કે જાતી મેહેનત વગર એમાંની કોઇ પણ શક્તિ પરિપૂર્ણ થતી નથી.

પ્ર. કોઇ ભણી ગણીને વધારે હુંશિયાર થાયછે, અને કોઈ થોડો હુંશિયાર થાયછે, તેનું શું કારણ હશે?

ઉ. તેનું કારણ તેમની બુદ્ધિ કરતાં તેમની વધારે ઓછી મેહેનત અને [2]આગ્રહ છે; કેમકે શરીર શક્તિઓની પેઠે મનશક્તિઓ પણ કસરતથી વધતી જાયછે, અને મહાવરાથી તેમાં નવા ગુણ અને કૌવત પણ આવતાં જાયછે.

પ્ર. આ ધર્મની અવગણના કરવી તે શા માટે વખો-

---

૧ સ્મરણ શક્તિ, તર્ક શક્તિ વગેરે. મેહેનત અને મહાવરાથી એ શક્તિઓ ખીલેછે. અષ્ટાવિધાની ઘણું યાદ રાખી શકે છે તે મહાવરાને લીધે. અભણ કરતાં ભણેલા વધારે વિચારવાન હોયછે, કેમકે તમની તર્ક શક્તિ ભણવાથી કસાઇને વધી હોયછે. ૨ મચ્યા રહેવું, મહાવરો કર્યા કરવો. શાસ્ત્રીઓ રોજ પારાયણ કરી જાયછે, ત્યારે હજારો શ્લોક તેમને કંઠે રહેછે.

ડવા લાયકછે?

ઉ. શા માટે જે એવું કીધાથી [1]ઇશ્વરદત્ત બક્ષિશો તરફ આપણે તિરસ્કાર કહિ નહિ તો નહિ પણ બેદરકારપણું રાખીએ છીએ એવો ભાવ તેમાંથી સમજાયછે. વળી આપણે ગમે તેવી સ્થિતિમાં હોઇએ, તોપણ એવું કીધાથી આપણે હલકા પડીએ છીએ, આપણાં કર્તવ્ય કરવાને અયોગ્ય થઇએ છીએ, અને જનમંડળને આપણે ઘણું કરીને નકામા થઇ પડીએ છીએ.

પ્ર. આ ધર્મની અવગણનાથી વિશેષ કરીને બાળકો કીયા દોષમાં પડેછે?

ઉ. તે દોષ એ છે જે, માબાપે સારી રીતે પોષણ કરી આપણા શરીરને શક્તિ આપી તથા ભણાવી મનને કૌવત આપ્યું તે એવી ઉમેદ ને આશાથી કે આપણે તેમાં પણ વધારો કરીને આપણું, માબાપનું, તથા લોકોનું ભલું કરીએ. તે કામ જ્યારે આપણથી ન થાય ત્યારે માબાપે કષ્ટ વેઠી આપેલું શક્તિરૂપી ધન ધૂળમાં નાખ્યા જેવું થાયછે.

પ્ર. સ્વસુધારો કયાં કયાં સાધનથી વધારી શકાય?

ઉ. ભણીને ઘણું ખરૂં [2]ઉપયોગી જ્ઞાન મેળવવાથી, સદાચરણી ને ડાહ્યા માણસની [3]સોબતથી, બારીક રીત-

---

૧ ઇશ્વરે આપેલી. બીજરૂપે સર્વ શક્તિઓ ઇશ્વરે માણસ માત્રમાં મૂકેલી હોયછે, તેમને ઉછેરી મોટી કરવી એ આપણું કામ છે. ૨ ભણીને ધંધે લાગ્યા પછી ભણેલું પણ છોકરાં વિસારી દેછે. ચોપડી સામું કોઇ દહાડો જોતાં પણ નથી. ત્યારે માબાપે ખરચેલા પૈસા અને પોતે લીધેલી મેહેનત સૌ પાણીમાંજ ગયાં કેની! ભણવાથી વધારે જ્ઞાન મેળવવાનાં સાધન હાથ લાગેછે, માટે તેનો ઉપયોગ કરી પુસ્તકો વગેરેમાંથી ઉપયોગી જ્ઞાન મેળવવું જોઇએ ૩ સત્સંગ કરવાની શાસ્ત્રમાં ઘણી ભલામણ કરીછે, કેમકે સત્પુરૂષના સહવાસથી આપણે સુધરીએ છીએ.

ના [૧]અવલોકનથી, સદ્‌ગુણી ને જ્ઞાન આપે એવી [૨]વાતચીતથી, મહાપુરૂષોનાં સારાં મતોનું મેહેનત લઇ [૩]મનન કરવાથી, અને સ્વપરીક્ષા કરવાની ટેવ પાડવાથી.

---

## પાઠ ૧૪ મો.

### [૪]જીતેંદ્રિયપણું.

પ્ર. જીતેંદ્રિયપણું શાને કહેછે?

ઉ. વિચારશક્તિ અને ધર્મશાસ્ત્રે બાંધેલી હદ તોડી મનોવિકાર અને ઇંદ્રિયભોગની વાસના જ્યારે આગળ ધપવાનું કરેછે, ત્યારે તેમને આગળ વધવા ન દેતાં લગામમાં રાખવાની જે સત્તા તેનું નામ જીતેંદ્રિયપણું.

પ્ર. આ ધર્મ બજાવવાનાં પ્રયોજન[૫] શાં શાં?

ઉ. જે ભયમાં આપણે આવી પડવાના તેની ખાતરી,

---

૧ ચોપડીઓ કરતાં પણ વિશેષ જ્ઞાન સૃષ્ટિમાંહેલા પદાર્થોને નિહાળવાથી મળે છે, પણ એવી તપાસ કરવાની ટેવ થોડાજ પાડેછે. ૨ આપણા લોકોનો ઘણો વખત ગપ્પો મારવામાં, નાતજાતની નિરર્થક વાતો કરવામાં, કે બીજાની કુથલી કરવામાં જાયછે; એથી આપણને કાંઇ લાભ થતો નથી. એના કરતાં કાંઇ જ્ઞાનની કે ઉપયોગી વાતો કરીએ તો કેવું સારૂં! વાદ વિવાદ કરવા, ભાષણ કરવાં એ પણ વાતચીતના પેટામાં આવી જાયછે. મેહેતાજીઓ સભા સ્થાપી વિદ્યાર્થિને સારૂ બોલતાં ને ભાષણ કરતાં શીખવે તો તેથી ઘણો લાભ થાય. ૩ મોટા મોટા રૂષિયો ને વિદ્વાનો જે જે મત આપી ગયાછે તે તે મત વિષે વિચાર કરી સારાં નરસાં શોધી કાઢવાં ને સારાંનું ગ્રહણ કરવું. એમ કરવાથી ઘણો લાભ થશે.

૪ ઇંદ્રિઓને જીતવાપણું. જે ઇંદ્રિઓને વશ રાખી શકે તેજ મનનું ધાર્યું પારપાડી સુખી થાય છે. ૫ કારણકે સાધન.

બદકર્મ તરફ આપણું વલણ હોય તેનું જ્ઞાન, અને આપણા ઉપર જે અનેક મોહજાળ પથરાયછે તેનું જાણપણું, એ ત્રણછે.

પ્ર. આ ધર્મની કયાં જરૂરછે?

ઉ. ઇંદ્રિયભોગની વાસના, બીજાઓ તરફના વખાણની મોટી ઇચ્છા, તામસી કે વેર લેવાની લાગણી, અને અદેખો કે લોભી સ્વભાવ, એ સર્વને લગામમાં રાખવાની અંદર એની જરૂરછે.

પ્ર. જેને ખૂબ વશ રાખવો જોઇએ એવો કયો અવયવ આપણા શરીરમાંછે?

ઉ. જીભ; કારણ કે એ સૌથી વધારે નિરંકુશછે.

પ્ર. જીભને સખત લગામની શા માટે જરૂરછે?

ઉ. જીભને અયોગ્ય રીતે કે બેદરકાર પણે વાપરવાથી અગણિત નુકશાન થાયછે એ માટે.

પ્ર. એ નુકશાન ગણાવો જોઇએ?

ઉ. હરેક દુષ્ટતા જાહેર કરનાર એ છે, માણસની આબરૂનો નાશ કરનાર એ છે, અનેક કુટુંબ કબીલાનો સલાહ સંપ દૂર કરી કલહ કરાવનાર એછે. બીજા કોઈ પણ હથિઆરનો ઘા રૂઝાય, પણ જીભથી પડેલો રૂઝાય નહીં. હરેક પ્રકારની ઇજા દૂર થાય, પણ આ હાડકા વગરના નુકશાનકારક સાધનથી થએલી ઇજા દૂર થતી નથી.

પ્ર. બહુ બોલા સ્વભાવને હદમાં રાખવાના સારા ઉપાય કયા?

ઉ. બોલતાં પેહેલાં વિચાર કરવો; ને આપણા જાતિ ભાઇઓને ઇજા કરવાને નહીં, પણ પરમેશ્વરની કીર્તિ ગાવાને જીભ આપેલી છે એ યાદ રાખવું.

પ્ર. જીતેંદ્રિયપણું એ અગત્યનો ગુણ છે?

ઉ. અગત્યનો છે એમાં શક નથી. એ વગર શ્રેષ્ટ થવાની આશા ધૂળ મળેછે, અને અધમ પ્રકારનાં કુકર્મ કરાયછે. જે કોઇ આ ધર્મ આચરવામાં કાચો હોય છે તે સદાચરણી કદી થનાર નથી, જનમંડળમાં તે કીમતી માણસ થવાનો નહી, અને તેના કુટુંબ કબીલામાં પણ તે સુખરૂપ નીવડવાનો નહીં.

---

## પાઠ ૧૫ મો.

## મનમારવું (સંયમ).

પ્ર. મન મારવું એટલે શું?

ઉ. આપણાં કર્તવ્યથી વિરૂદ્ધરીતે મોજશોખ[1] ફાયદા[2] કે આબરૂ[3] મેળવવાનું મન થતું હોય, અને આપણી સ્થિતિ[4] અથવા દરજ્જાનો[5] લાભ આપણા ધર્મથી ઉલટી રીતે લેવાતો હોય તેથી મનને ના પાડવી તેનું નામ મન મારવું અથવા સંયમ. જીતેંદ્રયપણા કરતાં ચઢતી જાતનો આ ગુણ છે.

પ્ર ઉપલા સ્વાલનો આ પૂરો જવાબછે કે કેમ?

---

૧કેફ વગેરે વ્યસન કર્તવ્ય વિરૂદ્ધ ગણાય. ૨ કોઇની થાપણ ઓળવવી, ચોરી લબાડી કરીને ધન મેળવવું એ પણ કર્તવ્ય વિરૂદ્ધ છે. ૩કોઇના પુસ્તકમાંથી ચોરી કરી ગ્રંથકર્તાની આબરૂ મેળવવી, પ્રપંચ કરી મોટાઇ મેળવવી એ અકર્તવ્ય કહેવાય. ૪ કોઇ અધિકારી સાથે આપણી બેસતી હોય તે સ્થિતિનો લાભ લઇ આપણે લોકના પૈસા ખાઇ જઇએ કે અધિકારી પાસે અન્યાય કરાવીએ તે. ૫ આપણેજ અધિકારી હોઇએને અધિકારનો લાભ લઇ લાંચ ખાઇએ કે વેઠ કરાવીએ તે.

ઉ. ના. નિરપરાધી[1] ઇંદ્રિયભોગની વાસના, અને નીતિમાન[2] મોજશોખને પણ તજવાનું આ ગુણ શીખવે છે, કેમકે એમ કરવાથી આપણે આપણા ઉપર પૂર્ણ અખત્યાર મેળવીએ છીએ.

પ્ર. જીતેંદ્રિયપણું અને સંયમ એમાં શો તફાવત છે?

ઉ. પાપમાં નાખે એવો મનોવિકાર અને ઇંદ્રિયભોગની વાસનાને લગામમાં રાખવાનું જે કામ તે જીતેંદ્રિયપણું; પરંતુ આપણો સુધારો થતો હોય કે આપણી ફરજ[3] બજાવાતી હોય ત્યારે આપણી નિરપરાધી ને વખાણવા જોગ વાંછનાઓને પણ કબજે રાખવી તે સંયમ.

પ્ર. આ ગુણ સહેલાઇથી મેળવી શકાય એવો છે!

ઉ. ના. જાયુ અનુભવથી, અને કૃપાળુ પરમેશ્વરની સહાયતા સાથે આપણા દૃઢ નિયમની[4] પુષ્કળ મદદથીજ

---

1 શરીરે અત્તર ચોળીએ, કીમતી કપડાં પેહેરીએ, સારૂં સારૂં ખાઇએ વગેરે આપણી પાસે પુષ્કળ પૈસો હોય તો ધુના ભરેલું તો ના કહેવાય; તોપણ તે ઊડાઉપણું તજવું એ સારી વાત છે. 2 પોતાને હાથે ગાઇએ બજાવીએ, જાતે ખાઇએ વગેરે નીતિમાન ગમતો છે તે ઉપર પણ અતિ આસકતી ન રાખવી એનું નામ મન મારવું. 3 આપણે જમતા કે બાજી રમતા હોઇએ તે વખત ગામમાં લાય થાય તો તે પડયું મૂકીને પણ મદતે જવાની આપણી ફરજ છે. એજ રીતે આપણે રોજ આઠ કલાક ઊંઘતા હોઇએ પણ પોતાના સુધારા માટે ઘણો અભ્યાસ કરવાની જરૂર હોય તો આપણી ઊંઘ ઓછી કરવી જોઇએ. જેની ટેવ પડી હોયછે તે દૂર કરવી એ બહુ મુશ્કલ કામ છે; જો દૃઢમનથી તોડવાનો નિયમ રાખે અને તે નિયમને દૃઢતાથી વળગી રહે, તોજ તે દૂર થાયછે. પાનસોપારી ખાવાની ટેવ પડી હોય તે પણ એકાએક તજી શકાતી નથી, તો બીજી ટેવો એકદમ શી રીતે દૂર કરી શકાય?

એ ગુણ મેળવાયછે.

પ્ર. આપણી તુચ્છ વાંછના, અને ઇંદ્રિયભોગની વાસનાને કબજે રાખવાની શી જરૂર?

ઉ. તુચ્છ વાંછનાને કબજે રાખવાથી આપણને મન મારવાની ટેવ પડેછે, અને તે વડે આપણી સદ્બુદ્ધિનો આપણે વધારે સારો ઉપયોગ કરી શકીએ છીએ. જે કોઇ તુચ્છ ભોગનાં[1] ગુલામ થઈ જાય છે, તેનાથી આવી પડતી હરકતો કદી પણ ટાળી શકાતી નથી.

પ્ર. સંયમના ગુણ વગર કોઇને ચાલે ખરૂં?

ઉ. ના. કાં ગરીબ કે તાલેવર, કાં રાજા કે રંક, કાં બાળક, જવાન, કે ઘરડું, સૌને ધર્મ પાળવાની જરૂર છે; કેમ કે આ જગતમાં જે કંઇ ઇચ્છવા યોગ્ય છે, તે મેળવવાનો આધાર એના ઉપર છે, અને પરલોકમાં જે અખંડ સુખ મળવાનું તે એનુંજ ફળ સમજવું.

---

## પાઠ ૧૬ મો.

### લૌકિક ધર્મ.

પવિત્ર અથવા ઇશ્વર પ્રત્યે ધર્મ.

પ્ર. લૌકિક ધર્મના કેટલા ભાગ પડે?

ઉ. ત્રણ. ૧ પવિત્ર અથવા ઇશ્વર પ્રત્યે ધર્મ; ૨ કુટુંબધર્મ, એટલે આપણાં સગાંવહાલાં પ્રત્યેના ધર્મ; ૩ જાહેર અથવા સાર્વજનિક, એટલે મનુષ્ય માત્ર પ્રત્યેના આપણા ધર્મ.

પ્ર. પરમેશ્વર પ્રત્યે આપણો પ્રથમ ધર્મ કયો?

---

[1] બાજી રમવાના ચડસમાં શેઠગરે અમદાવાદ ખોયું હતું.

ઉ. જગતની નીતિનો નિયંતા[1], અને સર્વ બનાવની વ્યવસ્થા કરનાર એક ઈશ્વર છે એવું જે માનવું તે.

પ્ર. આમ માનવાથી પરમેશ્વર પ્રત્યે આપણા બીજા કયા ધર્મ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે?

ઉ. જો આપણે પરમેશ્વરને જગતનો કર્તા ને નિયંતા માનીએ તો આપણે જરૂર કરીને તેનો ભય રાખવો, તેનાપર ભાવ રાખવો, તેની શ્રદ્ધા અથવા આસ્થા રાખવી, તેને શરણે રહેવું, તેની ભક્તિ કરવી, અને તેની આજ્ઞા માનવી.

પ્ર. આ ઉપર ગણાવેલા ઈશ્વર સંબંધી ધર્મો આપણે અવશ્ય પાળવા જોઈએ એવો ઈશ્વરનો જે હક છે તે શાથી સમજવો?

ઉ. બનાવેલી[2] વસ્તુ ઉપર બનાવનારનો હક છેજ. આપણને ઈશ્વરે બનાવ્યા છે, માટે બનવેલા પ્રાણી તરીકે તેના કાયદા પાળવાને તથા તેની મરજી પ્રમાણે વર્તવાને આપણે બંધાએલા છીએ.

પ્ર. આપણે પરમેશ્વર ઉપર ભાવ શા માટે રાખવો જોઈએ?

ઉ. તેણે આપણને સરજ્યા, અને જીંદગી આપી, એટલુંજ નહી પણ આપણા સુખ તથા મોજ શોખ માટે સઘળી જરૂરની વસ્તુઓ તેણે જગતમાં ભરી રાખી છે માટે. વળી આપણને દિન પ્રતિ દિન ઉછેરનાર પણ એ છે. આપણી પાસે જે કંઈ છે, અને જે કંઈ આપણે આ ભવને માટે કે આવતા ભવને માટે ઈચ્છીએ

---

1 નિયમમાં રાખનાર-સત્તા ચલાવનાર. 2 સુતારલાકડાનાં રમકડાં બનાવે તેના ઉપર સુતારનો સઘળી રીત દાવો છે, તેમ આપણા ઉપર આપણને બનાવનાર ઈશ્વરનો હક છે.

વે સો એની કૃપા ઉપર આધાર રાખેછે.

પ્ર. પ્રભુનો ભય શા માટે રાખવો?

ઉ. એટલા માટે કે તે સર્વ શકિતમાન છે. પોતે એવો સારો, ન્યાયી, અને પવિત્ર છે કે આપણાં કર્મની યોગ્યતા પ્રમાણે આપણને તે સજા કર્યા વગર રહેવાનો નહીંજ.

પ્ર. પ્રભુની ભકિત શા માટે કરવી?

ઉ. ઇશ્વર ભજનથી આપણું મન નિર્મળ થાયછે, સુમતિ સુઝે છે, પાપ કર્મથી વેગળાં રહેવાય છે, અને ઇશ્વર તેથી રાજી થાયછે, માટે દરરોજ તેની ભકિત કરવાનો સર્વ મનુષ્યે નિયમ બાંધવો જોઇએ.

---

## પાઠ ૧૭ મો.

### શિષ્યધર્મ.

પ્ર. *ગુરૂ પ્રત્યે આપણો ધર્મ કયો?

ઉ. તેમના હુકમને માન આપવું, તેમની સલાહ શીખામણ ઉપર ધ્યાન આપવું, તેમનું માન સનમાન રાખવું, અને તેમનાપર હેત રાખવું.

પ્ર. ગુરૂ તરફ આપણે આવી વર્તણુક રાખવીજ જોઇએ એમ શા માટે?

ઉ. કેમકે તેઓ એક રીતે આપણાં માબાપ તુલ્ય છે, માટે આપણા ઉપર એવી વર્તણુક રખાવવાનો તેમનો હક છે એમ સમજવું.

પ્ર. ત્યારે આપણે તેમની સાથે કેવી રીતે વર્તવું ઘટે?

ઉ. જયાં સુધી આપણે તેમના હાથ તળે રહીએ ત્યાં સુધી આપણા ખરેખરા માબાપ હોય એવી રીતે તેમને ગણવા.

---

* મહેતાજી—શિક્ષક.

પ્ર. આપણે તેમનું સનૂમાન રાખીએ છીએ તે શાથી જણાય?

ઉ. તેમના ઉપદેશ ઉપર ધ્યાન આપવાથી, તેમની સાથે અદબથી બોલવાથી, અને તેમના વિષે વાતચિત પણ માનપૂર્વક કરવાથી. આપણે માટે તેમણે લીધેલી સંભાળ, ને ફિકરના બદલામાં આપણાથી બને તેટલી તેમની સેવા કરવી, અને આપણા હેતસ્વી તથા ભલું કરનારા તે છે, એવું આપણા મનમાં હમેશાં રાખી તેમને સંભાર્યા કરવા.

પ્ર. ગુરૂની આજ્ઞા ન માન્યાથી શું થાય?

ઉ. તેઓ રીસે ભરાય ને આપણને સહાય નહિ. મરજીમાં આવે તેમ વર્તવાથી આપણે સારૂં શીખીએ નહિ ને સુબોધ પામીએ નહિ. ઉદ્ધત થવાની નાનપણમાં ટેવ પડવાથી ને સારૂં ન શીખવાથી મોટપણે આપણને ઘણું નુકશાન થાય.

---

## પાઠ ૧૮ મો.

### કુટુંબધર્મ.

### પુત્રધર્મ.

પ્ર. પુત્ર તરીકે આપણો મુખ્ય ધર્મ કયો?

ઉ. માબાપ ઉપર હેત રાખવું, તેમને માન આપવું, અને તેમની આજ્ઞા માનવી.

પ્ર. એને *આવશ્યક ધર્મ શા માટે કહેવો?

ઉ. એટલા માટે કે આપણી હયાતી તેઓ થકી છે. જે ખોરાક આપણે ખાઈએ છીએ, જે કપડાં આપણે પેહેરીએ છીએ, અને જે કેળવણી આપણે લઈએ છીએ,

---

* અગત્યનો—જરૂરનો.

તે સર્વને માટે આપણે તેમના દેણુદાર છીએ. તેમની કાળજીથી આપણે નાનપણમાં ઉછર્યા, અને આપણે કમાતા ધમાતા થઈએ ત્યાં સુધી આપણી ખાનપાનાદિ ચીજોનો આધાર તેમના ઉપર છે.

પ્ર. પુત્રધર્મ શી શી બાબતોથી ઓળખાય?

ઉ. માબાપ ઉપર અતિશે હેત રાખવાથી, તેમના હુકમને બહુ માન આપવાથી, તેમની ચાકરી કરવાથી ને સંભાળ લેવાથી, તેમની ભીડે ભોગ પડવાથી, તેમની સાથે તથા તેમના વિષે માન મર્જાદાપૂર્વક વાતચિત કરવાથી, તેમના સદ્‌ગુણને અનુસરીને વર્તવાથી, અને તેમના અવગુણને ઢાંકવાથી.

પ્ર. આ શિવાય પુત્રધર્મ વિષે કંઇ બીજી બાબતો છે?

ઉ. હા. તેમને જેમ બને તેમ ઓછું પજવવું. તેઓ શીખામણ કે ઠપકો દે તે નરમાશથી તથા ધ્યાન રાખીને માથે ચઢાવવો, અને તેમના કલ્યાણને માટે ખરા મનથી ઇશ્વરની હમેશાં પ્રાર્થના કરવી.

પ્ર. આપણે આ ધર્મથી છૂટા થઇ શકીએ કે નહિ?

ઉ. કદીપણ નહિ. કોઈ છોકરાના કમનશીબે તેનાં માબાપ ભુંડાં હોય તો તેમના કર્તૂકના દાખલા તેણે સંભાળથી તજવા; તથાપિ હરેક રીતે પોતાની શકિત પ્રમાણે પોતાનો ધર્મ બજાવવા ચુકવું નહિ.

પ્ર. શું પાકી ઉમરના થયા પછી પણ આપણે આ ધર્મથી નિર્દોષપણે છૂટા થઈ ન શકીએ?

ઉ. ના. આપણી મેળે કામ કરવાને અને વિચાર કરવાને લાયક થયા હોઈએ, તોપણ આપણા માબાપના અનુમતને માન આપવા આપણે બંધાએલા છીએ. જરૂરને પ્રસંગે હમેશાં તેમની સલાહ લેવી, અને આપણાં આચરણ તેમને ગમે એજ આ સંસારમાં સૌથી સારૂં

રૂળ માન્યું એમ માનવું.

પ્ર. આ ધર્મની અવગણના શા માટે નીચ ગણાય?

ઉ. કેમકે તે શૃષ્ટીના હરેક નિયમની વિરૂદ્ધ છે. એમ કરવાથી આપણે ઘણાજ કૃતઘ્ન થઇએ છીએ. જનાવર સરખાં પણ તેના માબાપના કહ્યામાં રહે છે, ને તેમના ઉપર માયા રાખેછે. એ માટે જે આ ધર્મ બજાવતો નથી તે જંગલમાંનાં પશુ ને હવામાંનાં પક્ષી કરતાં પણ હલકી જાતનો ઠરેછે.

પ્ર. લૌકિક ધર્મમાં આને સૌથી મુખ્ય શા માટે ગણ્યો?

ઉ. કેમકે બીજા કોઇના ઉપકાર તળે આવી શકીએ તે અગાઉ આપણા ઉપર આપણા માબાપનો ઉપકાર થાયછે, અને તેમના ઉપકાર સઘળાના કરતાં ચઢતી જાતના હોયછે.

પ્ર. આ ધર્મ બજાવવાથી શા ફાયદા થાય?

ઉ. કહ્યાગરો છોકરો સઘળે ઠેકાણે માન પામ્યા વગર રહેતો નથી, તથા તેનું પોતાનું અંતઃકરણ તેની એવી ચાલ પસંદ કરેછે.

પ્ર. આ ધર્મ બજાવનાર છોકરાની ચાલ વિશે બીજાને કેવી આશા બંધાય છે?

ઉ. જેણે આ મોટો લાકિક ધર્મ બજાવ્યો છે, તે બીજા સગાંસંબંધીઓ સાથે પણ સારી વર્તણુક રાખશે એમ નક્કી થાયછે. એવું ક્વચિતજ બનેછે કે પુત્રધર્મ નહિ પાળનાર છોકરો ભલો માણસ નીવડે; તેમજ પુત્રધર્મ પાળનાર છોકરો ભુંડો માણસ નીવડે એવું તો જવલ્લેજ બને.

પ્ર. આપણા માબાપના કર રહે ત્યારે આપણે તેમની સામે કેવી વર્તણુક ચલાવવી?

ઉ. જેટલો બને તેટલો પૈસો તેમને માટે ખરચ કરવો,

અથવા જરૂર પડે તો જાતી મેહેનતવડે તેમને મદત કરવી તેમની ચાકરીને માટે ખરા ભાવથી તેમની સેવામાં હાજર રહેવું. મંદવાડ વખતે દિલાસો દેઇ તેઓ શાંતિમાં રહે તેમ કરવું, અને તેમના દુઃખમાં ભાગીઆ થવું. તેઓ સુખસાતામાં રહે તેમ કરવામાં કોઇ પણ કામ નીચું કે મહાભારત ગણવું નહિ.

પ્ર. છોકરે પુત્રધર્મી થવું જોઇએજ તેને માટે કંઇ બીજું કારણ તમે આપી શકોછો?

ઉ. પુત્ર કપુત ઉઠ્યાથી માબાપને જે દુઃખ થાયછે તે સપુત ઉઠવાથી તેમને ન થાય, માટે તેણે પુત્રધર્મી એટલે સપુત થવું જોઇએ. કૃતઘ્ની અને દુષ્ટ છોકરાથી જેવું દુઃખ ને વિટંબણા માબાપને થાયછે તેવું બીજા કશાથી થતું નથી. બીજી હરેક આપત્તિ માણસ ખમી શકેછે, પરંતું છોકરાં નઠારાં ઉઠે તો ઘડપણમાં મહા દુઃખ ખામીને તે ગરણ પામેછે.

પ્ર. માબાપને આપણે માન આપીએ છીએ એવું શાથી સાબીત થાય?

ઉ. જે કૃત્યથી તેઓ દલગિર થાય અને જેથી તેમની આબરૂને ડાઘ લાગે તેવાં કામ હરગીસ* ન કરવાથી.

પ્ર. આ ધર્મ તોડવાથી માઠાં ફળ શાં નીપજે?

ઉ. ઇશ્વર રૂઠે, મનુષ્ય જાતને આપણું મો જોવું ગમે નહિ, આપણું અંતઃકરણ આપણને ફોલ્યા કરે, અને મુઆ પછી સજા થશે એવો ભય નિરંતર રહે.

---

## પાઠ ૧૯ મો.

### બાંદુધર્મ.

પ્ર. બાંદુ પ્રેમ એટલે શું?

ઉ. ભાઈ બેહેન વચ્ચે જે હેત પ્રીત રહેવાં જોઇએ તે.

---

*કદીપણ-ગમે તેમ થાય તોપણ

પ્ર. ભાંડુ પ્રેમને ધર્મ શા માટે ગણવો?

ઊ. એટલા માટે કે સઘળાં ભાંડુ એક કુટુંબનાં માણસ હોવાથી આખા કુટુંબની સુખસાતાનો આધાર એક બીજાના પરસ્પર હેત વહાલ ઉપર રહેલોછે.

પ્ર. કયાં કારણોને લીધે આ ધર્મની વૃદ્ધિ કરતા રહેવી?

ઉ. ૧ લું, ભાઇભાંડુ વચ્ચે જે નિકટનો[1] સંબંધછે તે જાણી રહેવા માટે; ૨ જું, માબાપ પ્રત્યે તેમણે જે હેત ને માન રાખવાં જોઇએ તેને માટે; ૩ જું, કુસંપથી કુટુંબમાં જે કલહ કંકાસ ને નુકશાન થાયછે તે ન થવા માટે; ૪ થું, લડાઇ ટંટાને અણબનાવથી કુટુંબની જે ફજેતી થાયછે તે ન થાય માટે.

પ્ર. આ ધર્મથી શા શા લાભ થાય?

ઉ. કુટુંબમાં સઘળાં વચ્ચે બનાવ ને માયા હોય તો તે વડે હરેક લૌકીક, નીતિનાં, કે ધાર્મિક કર્તવ્ય સારી રીતે કરી શકાયછે. એથી વિશેષે કરીને કુટુંબના સંસારી લાભ વધેછે, ઇશ્વરની કૃપા મળેછે, અને લોકો એ વાત પસંદ કરી આપણને માન આપેછે.

પ્ર. આ ધર્મ પાળવાને માટે આપણે શું કરવું જોઇએ?

ઊ. હરેક બાબતમાં બનતા સુધી ખમવું[2] ને માફ[3] કરવું. આપણીજ મરજી પ્રમાણે થાય, ને આપણનેજ સુખ મળે તે તરફ ન જોતાં સામાને સુખ કરવામાં તત્પર રહેવું.

પ્ર. આપણાં સગાંમાં કંઇ ખોડખાપણ હોયતો તેનું કેમ?

ઉ. તેમના જે દુર્ગુણો દેખીતા હોય તેને માટે આંખ આડા કાન કરવા; અને જે દુર્ગુણ ગુપ્ત હોય તે ઉઘાડા

૧ નજીકનો-આડીનો. ૨ ગમ ખાવી-બીજાથી આપણને અડચણ પડે તે વેઠવી. ૩ બીજાં આપણા વાંકમાં આવે તો માફ કરવું

કરવાથી અલગ રહેવું. તેમની ભૂલને માટે માયાથી - બાજુએ રહીને અને છાની રીતે (એકાંતમાં) શીખામણ દેવી, અને આપણા ધર્મવડે *ફરજ પડે નહીં ત્યાં સુધી તે ભૂલો વિષે વાત પણ કાઢવી નહીં.

પ્ર. આ કરતાં કંઇ વધારે જોઇએ કે નહીં?

ઉ. હા. આપણે એવી ચાલ ન ચલાવવી કે એવા બોલ ન બોલવા, કે એવી સ્થિતિ ન ધારણ કરવી કે જેથી ભાંડુઓને રીસ ચઢે. હમેશાં ક્ષમા કરવા તૈયાર રહેવું, અને શકિત પ્રમાણે ખરા મનથી અને હોંસથી તેમને મદદ કરવી. તેમને જે જોઇએ તે પુરૂં પાડવા બને તેટલી મેહેનત લેવી, અને જેથી તેમનું સુખ વધે તે કરવા ચુકવું નહીં.

પ્ર. આ ધર્મ વિષે જે બાકી રહ્યું હોય, તે થોડામાં કહો જોઇએ?

ઉ. આપણે એવું કામ ન કરવું કે જેને અનુસરવાથી આપણાં ભાઇ ભાંડુની ખરાબી થાય; વળી તેમને નઠારી સલાહ આપીને બગાડવાં નહીં.

પ્ર. કુટુંબમાં અદેખાઈવડે શી માઠી અસર થાયછે?

ઉ. એ દુર્ગુણ જેનામાં હોય, તે પોતાનાં માબાપને અન્યાયાં કરેછે, અને પોતાનાં ભાઈ બેહેનને તે અણગમતો લાગેછે, માટે અદેખાઈનાં તો આવતાંજ પગલાં ટાળવાં જોઇએ.

પ્ર. ભાઇભાંડુ ઉપર હેત વધારતા રહેવાનાં શાં કારણ?

ઉ. જે સલાહસંપ વડે આપણું આખું કુટુંબ જોડાઇ

*આપણા ભાઇએ ચોરી કરીને કાંઈ લીધું તે આપણા જાણવામાં હોય ને માબાપ પૂછે તે વખત સાચું બોલવાનો આપણો ધર્મછે, માટે જેટલું જાણતા હોઇએ તેટલું તેવે પ્રસંગે કહેવું.

રહ્યું હોય, તે સલાહસંપ તુટી જાય, તો કુટુંબનાં માણસોનો વિજોગ* પડવાથી આપણને દિલગીરી થવાની. નજીવા તકરારો ભૂલી જઈશું, પાછલી તકરાર યાદ આવવાથી સોરણ થશે, અને વખતે એકાંતમાં હોઈશું ત્યારે એમ લાગશે, કે આપણો ઘરસંસાર પેહેલાં સૌથી સુખી હતો, ને હાલ આપણે દુઃખ પામીએ છીએ.

પ્ર. ઘરનાં વડીલ માણસે નાનાં સાથે કેમ ચાલવું?

ઉ. તેમના ઉપર બને તેટલી માયા રાખવી, તેમની નિરપરાધી ગમતો વધારવી, તેમને ભણાવવાં ને સારી સલાહ આપવી, અને હમેશાં તેમનાં રક્ષક ને માબાપ જાણે હોઈએ તે પ્રમાણે તેમની સાથે વર્તવું.

પ્ર. ઘરનાં નાનાં માણસે વડીલો સાથે કેમ વર્તવું?

ઉ. વડીલોને તેમણે માબાપ જેવાં ગણવાં, માન મરજાદા ને હેતથી તેમની સાથે વર્તવું, તેમની આજ્ઞા પાળવી, અને તેમનાથી જાણે આપણે વધારે ડાહ્યાં હોઈએ એમ દેખાડી આગળ પડવાનો યત્ન કદી પણ કરવો નહીં.

---

## પાઠ ૨૦ મો.

### [1]સ્વામીધર્મ.

પ્ર. ચાકરો સાથે આપણે કેમ ચાલવું?

ઉ. તેમની સાથે માયાથી ચાલવું, નરમાશથી ને યોગ્ય રીતે બોલવું. ચાલતા સુધી તેમને વધારે મેહેનત ન આપવી, જરૂર કરતાં વધારે બોજો તેમનાપર ન નાખવો, અને ગુલામગીરીની બેડી જેમ તેમને ઓઢી દુઃખકારક

---

*કંટાળીને જુદાં થાય કે પરદેશ જઈ રહે. ૧ શેઠના ચાકર પ્રત્યે ધર્મ.

લાગે તેમ કરવું.

પ્ર. આને ધર્મ શા માટે કહેવો?

ઉ. એટલા માટે કે ચાકરો છે તે પણ આપણી પેઠે મનુષ્ય જાતછે. તેઓ ઇશ્વરની નજરમાં આપણા સરખા જછે. આપણાં ઘણાં સુખનો આધાર તેમનાપર છે, અને તેમની સ્થિતિજ એવી હોયછે, કે જેને માટે આપણને દયા આવે ને વિચાર થાય.

પ્ર. કૃતજ્ઞતા એ સ્વામીધર્મનો એક ભાગ છે એમ તમે ગણોછો કે?

ઉ. હા, ઉદારદીલના માણસ આ વાત કબુલ કરશે, અને [1]ઉપકારનો બદલો કમી કર્યાને બદલે જોઇએ તે કરતાં વધારે આપવા તૈયાર રહેશે.

પ્ર. ચાકરો સાથેની વર્તણુકમાં આપણે શાથી અલગ રહેવું વારૂ?

ઉ. બોલવા ચાલવામાં આપણે તેમની સાથે હદથી જ્યાદે હળી જવું નહિ. આપણે યાદ રાખવું કે તેઓ આપણા ચાકર છે, ભાઇબંધ નથી. આપણે હલકાશ બતાવીને તેમને તેમની ખરી મરજાદાથી બહાર જવા ન દેવા.

પ્ર. આટલું બસછે કે કંઇ વધારે કહેવાનું છે?

ઉ. મળેલા હુકમની અવગણના કરવાનું મન થાય એવો લાભ તેમને આપણે કદી આપવો નહિ. આપણે પોતે સારાં કામ કરીને તેમને દાખલો આપવો. જ્યારે તેઓ ખોટું કરે ત્યારે માયાથી તેમને ઠપકો ને શીખામણ દેવાં; અને જ્યારે તેઓ સારૂં કરે ત્યારે તેમને ઉત્તેજન આપવું, એટલે ખરા મનથી તેમને ઘટિત બદલો આ-

---

૧ ચાકરે થોડ ઉપર જે ઉપકાર કર્યા હોય તેનો થોડ દો વાળવો.

પવો કે તેમ કરવાનું વચન આપવું.

પ્ર. જુના ને વિશ્વાસુ ચાકર સાથે કેવી વર્તણુક રાખવી?

ઉ. તેની સાથે માનથી ને પ્યારથી વર્તવું. આપણા ગજા પ્રમાણે તેને સુખ મળે તેમ કરવું, અને આપણે પંડે તેની ખબરદાશ લેવા ચુકવું નહિ, કેમકે એવું કરવાથી તે અત્યંત ખુશી થશે.

પ્ર. એમ કેમ?

ઉ. કેમકે તે આપણા બાપના વારાનું એક ઘરનું માણસ છે. તેની લાંબી ને નિમકહલાલ ચાકરીનો વિચાર થતાં આપણાં માબાપ વિષે, બાળઅવસ્થાના સંબંધમાં થએલી ગમત વિષે, અને પેહેલાં મળેલા કુટુંબ-સુખ વિષે વિચાર આવે છે. એમાંનાં ઘણાં *સુખ પેદા કરનાર કે વધારનાર સો વસા એ ચાકર હશે.

---

## પાઠ ૨૧ મો.

### સાર્વજનિક ધર્મ.

#### આજ્ઞામાં રહેવું.

પ્ર. સંબંધવાળી[1] સાર્વજનિક આજ્ઞામાં રહેવું એટલે શું?

ઉ. સ્વાભાવિક એટલે માબાપની સત્તાને તાબે રહેવું, બાજાને મળેલી એટલે વાલી[2] અથવા રક્ષકની અને શિક્ષકની સત્તાને તાબે રહેવુ, અને રાજસત્તા એટલે દેશ-

---

*ઘરડા ચાકર આપણે બાળક હતા ત્યારે આપણને રમાડતા, જીવની પેઠે સાચવતા, અને આપણને સુખ મળે તેમ કરતા, માટે તેમની વૃદ્ધાવસ્થામાં આપણે તેમો બદલો વાળવો જોઈએ. [1] જેની સાથે કંઇ પણ સંબંધ-લગવાડ છે તે. [2] માબાપ મરી ગયા પછી તેમને ઠેકાણે છોકરાંનું જે રક્ષણ કરતું હોય તે.

ના કાયદાની તથા રાજાની સત્તાને તાબે રેહેવું.

પ્ર. છોકરાંએ માબાપના કહ્યામાં શા માટે રહેવું?

ઉ. કેમ કે છોકરાંને પોતાની મિલકત પ્રમાણે ગણવાનો માબાપનો હક છે.

પ્ર. છોકરાંએ રક્ષકના ને શિક્ષકના કહ્યામાં શા માટે રહેવું?

ઉ. છોકરાંનાં ખરાં માબાપને ઠેકાણે તેઓ હોવાથી માબાપની સતા તેમને મળેલી છે; માટેજ તેમને ધર્મનાં માબાપ કહેછે. આ કારણથી તથા હુકમની અવજ્ઞા કરતાં કેળવણીનું કામ ચાલી શેક નહીં, માટે તેમની સત્તામાં રેહેવાની જરૂર છે.

પ્ર. આ કહેવું (કેળવણીનું કામ ચાલી ન શકે તે કહેવું) કેમ શાબીત થાય?

ઉ. બંદોબસ્ત, સુચાલ, અને ખરી વ્યવસ્થા એ કેળવણીના કામમાં પેહેલાં જરૂરનાં છે. જ્યાં એ ન હોય ત્યાં વિદ્યાભ્યાસનો અંત આવેછે, વખત અને બુદ્ધિ નકામાં વપરાય છે, અને માત્ર ખરાબ લઢણોનો* સંચય થાયછે.

પ્ર. તાબેદારીની બાબતમાં શિક્ષકનો બીજી કોઇ રીતે હક નથી?

ઉ. છે. એક ફરજની જોડે બીજી આવે છેજ. આપણી કૃતજ્ઞતા ઉપર તેનો મોટો હક છે; અને કૃતજ્ઞતા હોય ત્યાં તાબેદારી આપો આપ ચાલી આવેછે.

પ્ર. દેશના કાયદા આપણે શા માટે પાળવા?

ઉ. એટલા માટે કે ધર્મશાસ્ત્રમાં કાયદા પાળવાનું કહ્યુ છે; આપણી કારણ શકિત પણ તે પાળવાનું સાફ કહે છે; અને આપણા પોતાના લાભની ખાતર પણ તે પાળ-

---

*ચાલ—ટેવ—વલણ.

વાની ઘણી જરૂર છે. માટે જે કોઈ સ્વદેશના કાયદા તોડે છે, અને ધર્મથી⊕ વિરૂદ્ધ ચાલેછે (અથવા તેનું ખંડન કરેછે) તેને ખરાબ સ્વદેશી, અને પોતાના પગપરજ કુહાડી મારનાર સમજવો.

પ્ર. તાબેદારી એટલાજ કારણથી માનવાની છે?

ઉ. ના. તેને માટે બીજાં ઘણાં કારણ છે. કાયદા સોના લાભને માટે બનાવેલા હોયછે; અને જૂદી જૂદી જાતોને ભેગી રાખનાર ખરૂં પુછાવો તો એ કાયદાજ છે. જેમ શરીરને માટે અન્ન છે, તેમ પ્રજાને માટે કાયદા છે; એટલે જીંદગી, તંદુરસ્તી, રક્ષણ, ને આરામચેન પ્રજા માત્રને એનાથી છે.

પ્ર. આ ધર્મના લાભમાં બીજું કંઇ કારણ તમે આપી શકશો?

ઉ. સઘળા દેશોમાં ને બધા જુગોમાં સોથી સારા ને ડાહ્યા માણસોએ[1] કાયદા બાંધેલા હોયછે. બનાવનારની બુદ્ધિ ને લાયકી વિષે, સેંકડો વર્ષથી તેમને લોકોએ સ્વિકારેલા છે તે વિષે, અને તેમનો લાભ જે આપણે લેતા આવ્યા છીએ તે વિષે વિચાર કરતાં તો એમજ નક્કી થાય કે તેમને સંભાળવા, માન આપવું, ને પાળવા.

પ્ર. ત્યારે આ ધર્મ જે તોડે તેને શું ફળ મળે?

ઉ. ધિક્કાર, ગેરઆબરૂ, ને સજા.

પ્ર. રાજાનો હુકમ શા માટે માનવો?

ઉ. કારણ કે કાયદાનો તે રક્ષક છે, અને જે રાજમાં

---

⊕ધર્મશાસ્ત્ર અથવા જે ધર્મ પાળવામાં આવતો હોય તે. ૧ જેમ કે આપણા મૂળ કાયદા મનુએ બાંધ્યા તે સેંકડો વર્ષથી ચાલેછે. ઉછાંછળા ને અણસમજુ લોકો મહા પંડિતોએ બાંધેલા ધારા વિચાર કર્યા વગર હસી કાઢે છે, પણ એ બહુ ખોટું છે.

આપણે ઉછર્યા ને આપણું રક્ષણ થયું તે રાજનો તે ઉપરીછે.

પ્ર. રાજાની તાબેદારી કેવી રીતે માનવી?

ઊ. જે સભ્યતા માન ને પ્યાર આપણે આપણાં ખરાં માબાપ પ્રત્યે રાખીએ તે રઇયતના પિતા તરીકે આપણે રાજા પ્રત્યે રાખવાં જોઇએ; કાયદાના ઉપરી તરીકે આપણે તેની આજ્ઞામાં ને તાબેદારીમાં રહેવું જોઇએ; અને પરમેશ્વરે તેને આપણા ઉપર રાજ કરવા મુકેલોછે, માટે રાજભક્તિ ને નિમકહલાલી આપણે તેની સાથે રાખવી જોઇએ.

---

## પાઠ ૨૨ મો.

### સ્વદેશ હિતેચ્છા ( દેશાભિમાન )

પ્ર. [1]સ્વદેશહિતેચ્છા એટલે શું?

ઉ. આપણા દેશ ઊપરનો પ્રેમ; એટલે દેશની ભૂમિ, [2]સ્થાનકો, કાયદા, અને આપણી પેઠે જેમને સ્વદેશે જન્મ આપ્યો હોય તે સઘળા ઊપર પ્રેમ રાખવો તે.

પ્ર. આ ધર્મ ન પળાય તો શું સમજવું?

ઉ. એ ધર્મ ન પાળનારનું-હૃદય દમ વગરનું ને [3]કૃતઘ્ન છે એમ સમજવું. આ ધર્મ સઘળે [4]ઠેકાણે એટલો સ્વિકારવામાં આવ્યોછે, કે બીજા હરેક ગુનાને માટે કોઇ માફ કરનાર મળે, પણ જે કોઇ પોતાના દેશને માટે બેદરકાર રહેછે તેનો સૌ ધિક્કાર ને તિરસ્કાર કરેછે.

---

૧ સ્વ+દેશ+હિત+ઇચ્છા, પોતાના દેશનું કલ્યાણ કરવાની ઇચ્છા. ૨ ધર્માદા, વિદ્યાનાં, સુધારાનાં વગેરે; જેમ કે ધર્મશાળા, દેવસ્થાન, સદાવ્રત, નિશાળો, પુસ્તકશાળા, દવાખાનાં, હુન્નરશાળાઓ વગેરે. ૩ નિમકહરામ. ૪ વિશેષે કરીને વિલાયત વગેરે સુધરેલા દેશોમાં.

પ્ર. દેશાભિમાન શામાં રહેલોછે?

ઉ. આપણા દેશના કાયદા દ્રઢપણે પાળવામાં, તેનાં સ્થાનકોને આશરો આપવામાં, દેશીભાઇઓને તથા દેશાભિમાનીઓને મદત કરવામાં, અને આપણા પોતાના કલ્યાણ ને સુખસાતા કરતાં દેશકલ્યાણને વધારે પસંદ કરવામાં.

પ્ર. એનાં કેટલાંક ફળ ગણી બતાવો જોઇએ?

ઉ. આપણી જમીન *ખેડાયછે તે દેશાભિમાનને લીધે; ખેડુતને મેહેનતમાં ખુશી રાખનાર, અને વિપત્તિની અંદર પણ સ્વભૂમિની સાથે જોડી રાખનાર દેશાભિમાન છે; રાજકારભારીઓને તેમની જંજાળમાં ટેકો આપનાર એ છે; ધર્મના ઉપદેશકોને નિરાશા વખતે આશરો આપનાર એ છે; લડાયક સિપાઇઓને તથા ખલાશીઓને ભય રહિત ને મરણીઆ કરનાર એ છે; અને સ્વાભાવિક રીતે કે ઇશ્વરથી મળેલી સ્થિતિમાં દરેક માણસ દ્રઢ રહેછે તે દેશાભિમાનથીજ.

પ્ર. શા વિચારથી આપણા દેશપર પ્રીતિ રાખવાનું આપણને મન થાય છે?

ઉ. એ ભૂમિએ આપણને જન્મ આપ્યો, એમાંજ આપણે ઉછર્યા ને કેળવણી પામ્યા, આપણાં માબાપનું તે રહેઠાણ, ને આપણા બચપણનું તે ઘર છે. આપણા વડીલોની મરણ ભૂમિ એ છે, અને આપણા ઇશ્વરનું મંદીર પણ એજછે.

---

*ખેડુતો અને સઘળા લોકો આછું પાતળું મળે તોય પોતાનો દેશ તજી વિદેશમાં બાસું કરીને જઇ રહેતા નથી, અને પોતાનું કામ હોસથી કર્યે જાયછે તેનું એક કારણ સ્વદેશ પ્રીતિ છે. પરદેશમાં ગએલા પણ પોતાના અસલ દેશને ચાહેછે, અને ત્યાં આવવાનું મન કરેછે.

# પાઠ ૨૩ મો.

## કૃતજ્ઞતા.

પ્ર. કૃતજ્ઞતા[1] એટલે શું?

ઉ. મળેલા લાભને માટે ઉપકાર માનવાની વૃત્તિ, અને એ લાભ આપનારનો આપણાથી બને તેમ સારી રીતે બદલો વાળવાની ઇચ્છા.

પ્ર. કૃતજ્ઞતાને ધર્મ શા માટે કહેલો?

ઉ. એટલા માટે કે એથી ન્યાય અને ખરાપણાની સમજ આપણામાં છે એમ માલુમ પડેછે, અને આપણી માયાળુ[2] વૃત્તિઓને ઉત્તેજન મળેછે.

પ્ર. કૃતજ્ઞતાને આપણે જેમ ધર્મમાં ગણીએ છીએ તેવી રીતે તે માયાળુ મનોવૃત્તિમાં ગણી શકાય કે નહીં?

ઉ. હા, ગણી શકાય. કૃતજ્ઞતા જેનામાં નહોય તે માણસ એવો સ્વભાવ[3] વિરૂદ્ધ ને નીચ ગણવામાં આવેછે કે એવા કૃતઘ્ની માણસથી પણ "હું કૃતજ્ઞ નથી" એમ ચાર માણસમાં કદી કહી શકાશે નહીં.

પ્ર. બીજા બધા ધર્મમાં ને કૃતજ્ઞતામાં શો ફેરછે?

ઉ. બીજા બધા ધર્મ પાળવામાં થોડી કે ઘણી મુશ્કેલી કે દુઃખદાયક અટકાવ નડેછે, પણ કૃતજ્ઞતાના આચરણમાં એવું કંઈ હોતું નથી. કૃતજ્ઞતા જાણવામાં ને પાળવામાં મિઠાશ ને સંતોષ રહેલાંછે.

પ્ર. કૃતઘ્ન માણસમાં બીહીવા જેવું શું છે?

ઉ. તેનામાં ધર્મની અને નીતિની લાગણી બિલકુલ

---

૧ કબુતર ને કીડીના પાઠની છોકરાંને યાદ દેવડાવવી. ૨ દયા પ્યાર વગેરે માયાળુ વૃત્તિઓ કહેવાયછે. ૩ જન સ્વભાવ કૃતજ્ઞ હોયછે, માટે કૃતઘ્નોને સ્વભાવ વિરૂદ્ધ = અસ્વભાવિક કહીએ તો ચાલે (ઔરંગઝેબ સરખા.

હોતી નથી. જગત્કર્ત્તાની તાબેદારીનો ને સેવા ચાકરીનો પાયો તેણે આપણા ઉપર કરેલા ઉપકાર છે. એ માટે જે માણસ કૃતઘ્ન થાયછે તે તેના પરમેશ્વરને તજેછે; સઘળી સારી વસ્તુના આપનાર ઉદાર ઇશ્વરને તે ગુન્હેગાર ગણેછે અને તેને ધિક્કારે છે.

પ્ર. એમ કેમ?

ઉ. કેમ કે જે જે લાભ મળે તેને લાભ ગણવામાં ન આવે અને તેથી આપણામાં કૃતજ્ઞ લાગણી ઉત્પન્ન ન થાય, તો આપણી નજર તે (લાભ) નુકશાન અને પીડાકારી બાબતો થઇ પડેછે: આપણા ઉપર ઉપકાર કરનારને આપણે દુશ્મન અને ધિક્કારવા જોગ વસ્તુ ગણીએ છીએ.

પ્ર. આપણી કૃતજ્ઞતા સૌથી સારી રીતે કેમ બતાવી શકાય?

ઉ. આપણા ઉપર ઉપકાર કરનારની જેવી ઇચ્છા જણાય તે પ્રમાણે નિમકહલાલીથી ચાલવું, તેની આજ્ઞા બરાબર માનવી. અને તેનું સન્માન રાખવું. સન્માન રાખવાથી તેના ભલાને માટે ખરા મનથી પ્રાર્થના કરવાનું, તેની સેવા કરવાનું, તેની ચાલચલગત અને માલમિલકત ઉપર થતા હુમલાથી બચાવ કરવાનું વલણ થશે, એટલે ઉપકારનો બદલો સારી રીતે વાળી શકાશે.

## પાઠ ૨૪ મો.

### સભ્યતા.

પ્ર [1]સભ્યતા એટલે શું?

ઉ. બીજા સાથે માયા મમતા ને સત્કારથી વર્તવું,

---

૧ વિવેક—આ વિષેનો ચોથીચોપડીમાં પાઠ છે તે ઉપર છોકરાંનું ધ્યાન ખેંચવું.

એટલે આપણા સમાગમમાં તેઓને સુખ ચેન લાગે. આપણા પોતાના કરતાં તેમને વધારે માનવંતા ગણવા, અને તેમને માટે વધારે કાળજી રાખવી.

પ્ર. આ સદ્આચરણને મહત્વ શાથી મળેછે?

ઉ. મન મારવાના ગુણથી. બીજાના સુખને માટે આપણી પોતાની ઇચ્છા છોડી દેવી. આ કારણથીજ એને ઉદાર સદ્‌ગુણ કહેછે.

પ્ર. એના શાં ફળ થાયછે?

ઉ. એથી લોક આપણા વિષે સારો વિચાર બાંધેછે, અને તેઓ આપણું વિશેષ માન રાખેછે. એથી સંસાર સુખરૂપ થાયછે. સારા સ્વભાવ રાખવાથી, અને જૂદા જૂદા પક્ષમાં મિત્રાચારી વધારવાથી નીતિધર્મને પુષ્ટી મળે છે, તથા નાતજાતના લોકને લાભ થાયછે.

પ્ર. શું વિવેક એકલા આચરણમાંજ રહેલો છે?

ઉ. ના, આપણી *બોલછા પણ સભ્ય જોઇએ; એટલે અસભ્ય, કધોભીતાં, જડસાં, કે અપ્રીતિ ભરેલાં વેણ સંભાળથી તજવાં.

---

## પાઠ ૨૫મો.

### પરોપકાર બુદ્ધિ.

પ્ર. પરોપકારબુદ્ધિ એટલે શું?

ઉ. માણસ જાતનું સારૂં કરવાની લાગણીને તથા તેમનાં સુખ વધારવાની ને [1]હાજતો દૂર કરવાની એક [2]સરખી તિવ્ર ઇચ્છાને પરોપકાર બુદ્ધિ કહેછે.

---

*પોપટના બે બચ્ચાં વિષેનો પાઠ જુઓ. ૧ ગરજ મટાડવી અથવા જરૂરીઆત પુરી પાડવી. ૨ ઓછી ન થાય એવી અખંડ.

પ્ર. દયા અને પરોપકાર એકજ છે કે કેમ?

ઉ. કેવળ એકજ છે એમ નહિ. દયાનો બોહોળો અર્થ લઇએ તો તેમાં પરોપકારની સાથે આપણા લક્ષણને પરિપૂર્ણ કરનાર હરેક સદ્ગુણ આવી જાય. તેનો ટુંકો અર્થ લઇએ તો તે પરોપકાર એટલે ગરીબની તંગીઓ દૂર કરવામાં આપણી પાસે જે હોય તેનો કેટલોક ભાગ મોકળે હાથે વાપરવો તે.

પ્ર. આ ધર્મ બજાવવાનાં *પ્રયોજન કીયાં કીયાં?

ઉ. મુખ્ય એ કે પરમેશ્વર આપણું ભલું કરનાર છે તેની ભારે સમજ; અને બીજું એ કે આપણે સૌ તેનાં બનાવેલાં પ્રાણી છીએ એ યાદ રાખવું. આપણે સર્વને સરખી તંગીઓ ને ખપ પડેછે, સઘળાંને સરખાં દુઃખ આવી પડેછે, અને મદતને માટે સર્વને એક બીજાની જરૂર પડેછે.

પ્ર. શું પરોપકાર કરણીમાંજ રહેલો છે?

ઉ. ના, વિચાર ઉપર પણ તેની જબરી સત્તા છે. બીજાનાં કામ ખોટાં છે એવું પરોપકાર બુદ્ધિવાળો માણસ મનમાં આવવા દેતો નથી. તો પછી તે લોકોએ પોતાનાં કામ ખોટા હેતુથી કર્યાં છે તેનો વિચાર તો એના મનમાં ક્યાંથીજ આવે? હરેકોઇએ પરોપકાર વગેરે કરેલાં કામ સારા હેતુથીજ કર્યાં હશે એવો સવળો અર્થ તે લેછે. તેના મનને ખોટું લાગે એવી વૃત્તિ તે રાખતો નથી, અને કદી લાગે તો તે હશેમાં ગણીને મનમાંથી કાઢી નાંખેછે.

પ્ર. જગતમાં પરોપકાર બુદ્ધિનો ગુણ કેવો ગણાય?

ઉ. મારો. એવા સદ્ગુણ થોડાજ છે કે જેમને લોકો પરોપકાર જેટલા વાહાલા હોય, માટે સંભાળ રાખવી કે

---

* કારણ.

આપણી પરોપકારબુદ્ધિ પોતાને ઉચ્ચસ્થાનેજ જળવાઇ રહે.

પ્ર. પરોપકારનું મૂળ શેમા છે?

ઉ. પરમેશ્વર ઉપરના ભાવમાં; કેમકે માણસો ઉપરની સદ્‌ભાવના ત્યાંથીજ ઉત્પન્ન થાયછે.

પ્ર. આપણે ઘણા લોકથી ઠગાઇએ છીએ, અને ગુણ પછવાડે અવગુણ કરનારા આપણને મળે છે, તેથી શું આપણે આ ધર્મ છોડી દઇએ તો નિર્દોષ થઇએ કે?

ઉ. કદી નહિ. જ્યાં સુધી સંસારનો સંબંધ જાગે છે. અથવા જગતમાં દરિદ્રતા ને જુલમ ચાલુ છે, ત્યાંસુધી આ ધર્મ પાળવોજ જોઇએ. આ ફરજ આપણે ઇશ્વરને અદા કરવાની છે. આપણને બદલો આપવો એકલા તેનાજ હાથમાં છે, અને જ્યાં સુધી તે આપણને બંધનમાંથી છૂટાં કરે નહિ, ત્યાં સુધી પરોપકાર કરવા આપણે બંધાએલા છીએ.

---

## પાઠ ૨૬ મો.

### નિષ્કપટ ( સત્યશીલતા ).

પ્ર. નિષ્કપટ તે શું?

ઉ. પ્રમાણિકપણે ને ચોખવટથી ચાલવું. દરેક જાતની ઠગાઇ અને ઢોંગને ધિક્કારવાં.

પ્ર. નિષ્કપટને સદ્‌ગુણ શા માટે કહેછે?

ઉ. કેમ કે *જનમંડળના પ્રથક આદમીના ભલાને માટે એની જરૂર છે.

પ્ર. જુઠને તમે કેવી ગણો છો?

---

*માણસ સમગ્ર; અને પ્રથક એટલે દરેક માણસ. આ વિષય શીખવતાં જુઠ વિષેનો પાઠ ઉપયોગમાં લેવો.

ઉ. સઘળા દુર્ગુણોમાં તેને નીચ ને અધમ ગણીએ છીએ. ઇશ્વરની નજરમાં તે સૌથી વધારે ધિક્કારવા જોગ છે. એથી બીકણ ને સ્વાર્થી સ્વભાવ માલમ પડેછે; અને હરેક દુર્ગુણ એમાંથી પેદા થાયછે.

પ્ર. એક મહાપંડિતને કોઇએ પુછ્યું કે જુઠું બોલવાથી માણસને શું ફળ મળે છે, ત્યારે તેણે કેવો જવાબ આપ્યો?

ઉ. "સાચું બોલે તોપણ કોઇ માને નહિ", એ ફળ તેને મળેછે.

પ્ર. ખાલી અથવા સ્પષ્ટ જુઠથીજ માત્ર અલગ રહેવાનું છે?

ઉ. ના. હરેક જાતની છેતરપંડી, પછી ઇશારાથી, વાણીથી, કે આચરણથી થતી હોય તેનાથી પણ દૂર રહેવું જોઇએ. દ્વીઅર્થી બોલવાથી, જે કહી સંભળાવતા હોઇએ તેમાં મરી મશાલો ભેળવવાથી, કે એમાં જરાપણ કાંટ મારવાથી આપણાં લક્ષણને અનીતિનો ડાઘ લાગેછે.

પ્ર. નિષ્કપટથી શા શા લાભ થાયછે?

ઉ. જે ખુલ્લા દીલનો નિષ્કપટી હોય છે, અને જેને પોતાની રહેણી કરણીમાં કંઇ છુપાવવા જેવું હોતું નથી, ને પાપકર્મોથી લજવાતો નથી, અને લોકમાં પોતાની ઊંચી યોગ્યતા જાળવી શકેછે, તેને સઘળા માન આપેછે. તે ખુણે ખોચરે પડી રહેનારો હશે, તોપણ તે સ્વતંત્ર, નિર્મળ, અને મહાન રહેછે.

પ્ર. એથી સામાને શા શા લાભ થાય?

ઉ. મિત્રાચારી ભરેલા અને વિશ્વાસુ વ્યવહારનું સુખ મળેછે. એથી સાર્વજનિક કામને આશરો મળે છે, અને તેને નભાવી શકાયછે.

પ્ર. સાચવટ જાળવવામાં કયો સાધારણ દુર્ગુણ તજવો જોઇએ?

ઉ. જુઠાં વખાણ કરવાની ટેવ તજવી જોઇએ. આ દુર્ગુણને સારીપેઠે ધિક્કારવો જોઇએ, કેમકે એથી બીજા છેતરાયછે: અને તેમની સ્વપ્રીતિ[1] તથા ખોટી બડાઇ સાંભળવાની હોંસને એથી પુષ્ટી મળેછે; તેમજ આપણે પોતે આપણી ભૂલો ને ખોડ ખાંપણ વિષે ખરેખરૂં લોકોથી જાણી શકતા નથી, સબબ તે સુધારવાનો આપણને લાગ મળતો નથી.

પ્ર. સત્યશીલતા જાળવવાના ઉપાય કીયા કીયા?

ઉ. બોલતા પેહેલાં વિચાર કરવો; બીજા ઉપરનાં હદયથી જ્યાદે ચાહના કે કંટાળાને કબજામાં રાખવાં; આપણી તર્કશક્તિને લગામમાં રાખવી; જે [2]કથન મુખ્ય કરીને આપણને લાગુ પડતું હોય, અથવા જે બીજાને લાગુ પડતું હોય, તે કહેતાં ખૂબ સંભાળ રાખવી.

---

## પાઠ ૨૭ મો.

### નમ્રતા ( સૌમ્યતા ).

પ્ર. નમ્રતા એટલે શું?

ઉ. જેની સાથે આપણો કોઇપણ તરેહનો સંબંધ હોય, અથવા જેના ઉપર આપણો અધિકાર હોય, તેની સાથે બોલવા ચાલવામાં મીઠાશ રાખવી તે.

પ્ર. એને ધર્મ શા માટે કહેછે?

ઉ. કેમ કે એથી લોકોના સુખમાં તથા વખતે લાભમાં પણ ઘણો વધારો થાયછે, અને પાપ કરવાની ઘણી લાલચો એથી તજાય છે.

---

૧ પોતા વિષે પ્રેમ. ૨ કહેણ—કહેવાનું.

પ્ર. ખરી નરમાશથી શા શા લાભ થાય?

ઉ. મહાકવિ (શેક્સપીઅર) કહેછે કે "એ એવડી રીતે લાભકારી છે; એટલે જે માણસ નરમાશ વાપરે છે તે સર્વનો પ્યાર મેળવેછે, અને જેમની સાથે તે નરમાશ રાખેછે તેમને પોતાની દુઃખદાયક અવસ્થા ને ધંધો પણ મીઠાં થઈ પડેછે."

પ્ર. સૃષ્ટીરૂપી પુસ્તકમાંથી આ સદ્‌ગુણ સંબંધી કાંઈ શીખામણ મળી શકે કે નહિ?

ઉ. હા, મળી શકેછે. સઘળા સરજેલા પદાર્થોમાં નરમાશ રહેલી છે, અને તેથી માલમ પડી આવેછે જે તેનો કર્તા પણ નમ્રતા ને માયાથી ભરેલો છે. સાંજે પડતી ઝાકળ, સવારે આવતી પવનની લેહેરો, શ્રાવણના ધીમા સરવડા, ભાદરવાનો મંદ ઝરમર કરતો મેહુલો, અસ્ત થતા સૂર્યના કીરણો, અને રાતે સંભળાતો મંદ શાંત અવાજ, એ સર્વ તેના બનાવનારનું નમ્રપણું બતાવેછે. આ સઘળા બનાવ નિરંતર ને સઘળે ઠેકાણે જોવામાં આવે છે. પવનના સુસવાટ, અને વર્ષાદની ભયંકર ગર્જના તો ક્વચિતજ સાંભળીએ છીએ.

પ્ર. આ ગુણ શું [1]ઉપલા ડોળવાળો ધર્મ છે?

ઉ. ના. એની મતલબ બીજાને આંજવા કરતાં ખુશી કરવાની છે. એનો વિશેષ ગુણ એ છે કે જ્યાં ઉપરીપણું હાથ નીચેનાં માણસોને સખતાઈ ભરેલું લાગતું હોય ત્યાં તે ઢાંકવું.

પ્ર. આની સાથે નજીકનો સંબંધ રાખનાર માયાળુ સદ્‌ગુણ બીજા કયા કયા આવેછે?

ઉ. એથી આપણા જાતિભાઈઓની દિલગીરીમાં આ-

---

1 ઉપર ઉપરનો—બહારનો.

પણે ભાગ લેતા થઇએ છીએ, અને તેમની ખોડ ખાંપ-ણને માટે સખ્તાઈ રાખતા નથી. એમના ઉપર ઉપકાર કરીએ તે એ સ્વભાવથી તેઓ બમણા ખુશી થઇને કબુલ કરેછે. ઉપકારના બોજાનો સખત ભાર પણ એથી લા-ગતો નથી. ઉતાવળમાં અમર્યાદ બોલાતાં વેણ એથી અ-ટકે છે. ગુસ્સામાં ઝાંઝ ચઢી હોય તે નરમ પડેછે. નમ્ર-પણું એ શાંતિનો સાથી અને તેને વધારનાર છે.

પ્ર. કયા કયા દૂષ અને અણગમતા દુર્ગુણોનો એ સા-માવાળીઓ છે?

ઉ. અહંકારનો અને પોતાની મરજી પ્રમાણેજ કરવા-ની હઠીલાઈનો તે સામાવાળીઓ છે. બીજાને દુઃખ દે-વાના વલણની, અને તેમને માફ ન કરવાની ખામીની તે વિરૂધ્ધ છે. નિર્દય સ્વભાવની અને બીજા વિષે મત બાંધવામાં સખ્તાઇની તે સામે છે.

પ્ર. બીજા કરતાં આ સદ્ગુણમાં વિશેષ લાભ કયોછે?

ઉ. દેશકલ્યાણનાં, દેશસુધારાનાં, શૂરવીરપણાનાં, કે મન મારવાનાં મહત્કાર્યો કરવાની જોગવાઇ ક્વચિતજ મળેછે, પરંતુ નમ્રપણાનું કામ નિરંતર પડેછે, અને તે આચર-વાનાં સાધન હમેશાં આપણી નજીકજ હોયછે. મહાન્ થ-વાની શક્તિ થોડામાંજ છે, પરંતુ નમ્ર થવાની તો સ-ઘળામાં છે. સંસારમાં લોકોની આપદાઓ થોડાકજ દૂર કરી શકે, પરંતુ સઘળા તેની આપદાઓને હલકી (ઓછી) કરી શકે. ઘણા જાણુ આખી પ્રજા ઉપર અમલ મેળવી તે-મનાં સુખદુઃખ ફેરવી શકતા નથી, પરંતુ હરેક જણ કોઇ અભાગીઆ માણસની હાલત સુધારી શકે, કે તેની આ-પદા ઓછી કરી શકે.

પ્ર. આ ગુણ શું આપણા મનુષ્યભાઇઓ પ્રત્યેજ

આગરવાનો છે?

ઉ. ના, પશુઓ અને જેમાં જીવ છે તે સર્વે પ્રત્યે આચરવો. ઢોર ઉપર માયા રાખવી એ દયાળુ સ્વભાવની નિશાની છે. જે પોતાનાં ઢોર ઉપર ઘાતકીપણું ગુજારે છે, તેનામાં સદ્ગુણ ને ન્યાયી સ્વભાવ બતાવનાર ઉમદા ગુણોની ખામી છે એમ સમજવું.

---

## પાઠ ૨૮ મો.

### પ્રામાણિકપણું (પ્રમાણિકપણું).

પ્ર. [1]પ્રામાણિકપણું એટલે શું?

ઉ. પારકી મિલ્કત તરફ વાજબી ને પ્રમાણિક નજરે જોવું; અને પોતાના કામકાજમાં હલકા ને સ્વાર્થી ઘાટ ઘડવાથી દૂર રહેવું તે.

પ્ર. એ ધર્મ શા માટે કહેવાય?

ઉ. એટલા માટે કે એ વગર સંસાર અવ્યવસ્થામાં આવી પડે, વેપારરોજગાર બંધ પડે, અને સુધરેલા પ્રદેશ પણ ચોર અને ખુનીઓનું રહેઠાણ થઈ પડે.

પ્ર. આ ધર્મનું શી રીતે ઉલંઘન થાય?

ઉ. ઉઘાડી લુટફાટ જેવા જુલમથીજ એનું ઉલંઘન થાયછે, એટલુંજ નહિ પણ દરેક જાતની ઠગાઇ અને છેતરપંડીથી પણ તેનું ઉલંઘન થાયછે. વાળી ન શકીએ એવું દેવું કરવાથી, આપણા નોકર ચાકરની વાજબી રોજીમાં કે સરકારી નોકરીના પગારમાં ભુલથાપ દેવાથી, આવું ન આપવાને ઇરાદે ઉછીનું લાવવાથી, અને વેપારીનો માલ ઓછે પડાવી લેવાનો યત્ન કરવાથી પ્રમાણિકપણાનું ઉ-

---

[1] પ્રામાણિકતા.

લંઘન થાયછે.

પ્ર. એનું ઉલંઘન શા શા કારણથી થાયછે?

ઉ. અતિ લોભી સ્વભાવ, ઊડાઉપણું, સ્વછંદ, એદીપણું, અને સુધર્યા વગરની સમજશક્તિ, એ કારણોથી.

પ્ર. અપ્રમાણિકપણાથી અલગ રહેવાના શા શા ઉપાય?

ઉ. બીજાનાં ચઢીઆતાં સુખ સંપત તરફ અદેખાઈ કર્યા શિવાય જોવાની ટેવ પાડવી, આપણી આશાતૃષ્ણાને આપણાં સાધનોની હદ બહાર જતી અટકાવવી, આપણા ધંધારોજગારમાં મેહેનતથી મચ્યા રહેવું, અને એ દુર્ગુણ અધમ ને નીચછે એવું આપણા મનમાં નિરંતર સમજી રાખવું.

પ્ર. પ્રમાણિક માણસના મનપર સૌથી વધારે દુઃખદાયક બોજો કયોછે?

ઉ. વાજબી દેવું વાળવાની પોતામાં તાકાત નથી એવું જાણવું તે. એ માટે, કોઈવાર કરજની આપદમાં આવી પડવાની કમબખ્તી ન લાગે એને માટે લાંબી નજરથી ને [1]સંયમથી સારીપેઠે મેહેનત કરવી,

પ્ર. ઉધાર ઉછીનું કરવાની ટેવ સારી છે?

ઉ. ના, આપણા મોજશોખને માટે ઉધાર ઉછીનું કરવા કરતાં દુઃખ વેઠવું સારૂં.

પ્ર. પરંતુ ઊધાર ઊછીનું કરવાની કદાચ આપણને જરૂર પડે તો પછી કેમ કરવું?

ઉ. તે પાછું વાળવાને પેહેલી તક સાધવી. તે પાછું વળતાં સુધી આપણો ખરચ [2]કમી કરો, અને કોઈ

---

1 મન મારવું.

2 ઘણાને બબડાક મારી મોં રાતું રાખવાની ટેવ હોય છે. જેમ પૈસો ખુટતો જાય તેમ બહારનું ડોળ રાખવા

જાતના મોજ શોખમાં ન પડવું.

---

## પાઠ ૨૯ મો.

### મોટું મન.

પ્ર. મોટું મન એટલે શું?

ઉ. બીજાનાં કૃત્યો ને તે કરવાનાં કારણ વિષે માયા મહેરબાનીથી મત બાંધવાનો [1]સ્વભાવ.

પ્ર. એને ધર્મ શા માટે કહેવો?

ઉ. એટલા માટે કે એ વગર ઘણી બાબતોમાં ઇનસાફ આપી શકાય નહિ, અને સત્ય બોળી કહાય નહિ.

પ્ર. એને ધર્મ ગણવાનું કોઇ બીજું કારણ છે?

ઉ. હા, આપણા મનુષ્ય ભાઇઓ સંબંધી આપણા અપૂર્ણ જ્ઞાનને લીધે, તેમનાં ઘણાં કૃત્યો આચરવાનું કારણ નિર્દોષ ને વખાણવાજોગ હોય, તોપણ તે આપણને ઠપકો આપવા જોગ જણાય; એ માટે, તથા આપણને વારે વારે છેતરાવાનો[2] સંભવછે, માટે હરેક બાબત વિષે બનતા સુધી સવળો[3] અર્થ લઇને મત બાંધવા.

---

કરજ કરી ખરચ કરે પણ અંતે તેની વધારે ખરાબી થાયછે.

1 કેટલાક કાગડાની પેઠે બીજાનાં ચાંદાંજ ખોળે, એટલે સામાનું સારૂં તેમની નજરે કયાંથી પડે? મોટા મનનો હોય તે બીજાની સરસાઇ જુએ, નબળાઇ ઊપર ધ્યાન ન આપે. સામાએ ખોટાજ ભાવથી કર્યું હશે એમ તે માનતો નથી. ઇનસાફદાર પણ તોહમતવાળાએ ગુનો કર્યો નથી એમ મનમાં રાખી તપાસ કરે છે. 2 કેમકે આપણને પૂર્ણ જ્ઞાન નથી તેમ સામાના પેટમાં આપણે પેશી શકતા નથી. 3 કોઇ દાન કરે તો અવળો અર્થ લેનાર કહેશે, એ તો એણે જગતમાં માન મેળવવા કર્યું, ઘણો

પ્ર. બીજાની ચાલચલકત વિષે મત આપતાં મોટા મનની જરૂરછે કે નહીં?

ઉ. છે; કેમકે તે વગર આપણે નિષ્પક્ષપાતી થઈ શકતા નથી; અને એ કારણસર આપણે અન્યાય કરી બેસવાના. બીજા વિષેની તુલના માત્ર અનુભવથીજ થઈ શકેછે; કેમકે ઘણાક દેખીતા ઊમાડા જેવા હોય, તોપણ ખરેખરા તે સારા માલમ પડી આવે. કોઈ માણસમાં ખરેખરા દુર્ગુણ હોય તો પણ આપણું મોટું મન હશે, તો તે સદ્‌ગુણ શુન્યછે એમ આપણે નહિ માનીએ. મોટા મનનો માણસ કોઈ પણ ખામી વિષે ઉદાર દીલથી મત બંધાતું હશે તો તે જલદીથી જાણી જશે અને ખુશીથી કબુલ કરશે.

પ્ર. બીજી કોઈ બાબતોમાં મોટા મનની જરૂર છે કે?

ઉ. હા, બીજાના મતની તુલના કરવામાં એની જરૂર છે; કેમકે નહિતો આપણે ખમી ન શકાય એવા ને કરડા બીજાજના થઈએ છીએ. આપણે યાદ રાખવું કે આપણાથી પણ ભૂલ થાયછે, માટે કોઈ આપણો જાતિભાઈ ભૂલ કરે, તો તે આપણા તિરસ્કાર કરતાં દયાને વધારે પાત્રછે.

પ્ર. મોટા મનની ખામી કયાંથી ઉત્પન્ન થાયછે?

ઉ. આપણા પોતાના વિશે હુંપદ અથવા અતિ ઊંચું મત ધરાવવાથી, અને આપણી ખોડો તથા લક્ષણના અજાણપણાથી. જે પોતાને ઓળખેછે તે હમેશ નમ્ર હોય છે, અને જે નમ્ર હોય તે હમેશ બીજા પ્રત્યે પણ

પૈસો હતો તે નાખેયકયાં, એના ઉપરીએ બેળે બેળે કરાવ્યું હશે, ક્યમ જાણ્યું કે દાનજ હશે, વખતે બળતું ઘર કૃષ્ણાર્પણે કર્યું હોય, વગેરે.

નરમાથ રાખેછે.

પ્ર. બીજાનાં આંદાં બોળનાર માણસપર કેવું આળ આવે છે?

ઉ. બીજા ઉપર જે આળ તે મુકેછે તેજ પોતાને માથે આવેછે. જે પોતાના પાડાપાડોશીની નિંદા કરવા તત્પર રહેછે, તે જાણુ પોતાનીજ છબી આરશીમાં દેખાડતો હોય એવું થાયછે, એટલે તે ઉપરથી તેનું અંતઃકરણ કેવું છે તે જણાઇ આવેછે.

---

## પાઠ ૪૦ મો.

### ન્યાય.

પ્ર. ન્યાયનો અર્થ શો?

ઉ. બીજા સાથેની વર્તણુકમાં ખરૂં અને વાજબી કરવાનો જે દૃઢ નિયમ તેને ન્યાય કહેછે. એ સૌથી વધારે અગત્યનો ધર્મછે.

પ્ર. એને અગત્યનો ધર્મ કહેવાનું શું કારણ?

ઉ. જે માણસમા એની ન્યુન હોય તે વખાણવા જોગ નથી; અને જ્યાં એ ધર્મ આચરવામાં આવતો નથી, ત્યાં સંસાર લાંબી મુદત નભી શકે નહીં. ઘણા સદ્ગુણ આ-હાવા લાયકછે, પણ ન્યાય તો મહા પ્રતાપી સદ્ગુણછે.

પ્ર. ન્યાયનો આધાર કયા મોટા નિયમ ઉપરછે?

ઉ. आत्मवत्सर्वभूतेषुयःपश्यतिसपश्यति (એટલે સર્વ મનુષ્યને જે પોતાના જેવા જુએછે તેજ (ખરેખરૂં) જુએ-છે). અથવા, બીજાઓ પ્રત્યે આપણે એવી વર્તણુક રાખવી કે જેવી વર્તણુક આપણે તેમના તરફથી ઇચ્છીએ. આ નિયમનેજ આધારે આપણે વાજબી ગેરવાજબી શું

તે નક્કી કરી શકીએ.

પ્ર. વારૂ ત્યારે આ ધર્મ ફક્ત માણસનાજ સંબંધમાં પાળવાનો છે?

ઉ. ના. એમાં તો પશુ પક્ષી પણ આવી જાય; માટે ઢોર ઢાંક ઉપર ઘાતકીપણું ને જોર જુલમ કરવામાં આવે તેને માટે આપણને સજા થવાની એ નક્કી છે.

પ્ર. એને પ્રતાપી સદ્ગુણ શા માટે કહોછો?

ઉ. એટલા માટે કે ઘણા સદ્ગુણનું તે મૂળછે; માણસને બક્ષેલા શ્રેષ્ઠ ગુણોનો તે સાથીછે, અને હલકાઈ, મૂરખાઈ, તથા પાપકર્મ, એ હોય ત્યાં રહેવા પામતાં નથી.

પ્ર. કેવાં લક્ષણની સાથે ન્યાય રહી શકતો નથી?

ઉ. જે માણસ લોભી હોય તે ખસુસ અન્યાયી હોયછે. વ્યભિચારી, ચાડીઆ, ખુશામતીઆ, વચન તોડનાર, છેતરપંડી કરનાર, અને જુલમી માણસ અન્યાયી હોય. એ માટે જે કોઇ પોતાના ત્રણ ધર્મ-ઇશ્વર પ્રત્યે, પડોશી પ્રત્યે, ને પોતા પ્રત્યે—ઇમાનથી પાળેછે, તેજ ખરેખરો મહાન અને ન્યાયી પુરૂષ છે.

